

ॐ नमो भगवते वासुदेवाय ।
श्री स्वामिनारायणो विजयतेतराम् ।
श्री ऊमियाजी प्रसन्नोस्तु ।

ગામ નેત્રા-કચ્છવાળા

અક્ષરનિવાસી નરવીર

# શ્રી કેશરા (પરમેશ્વરા) મુખી સાંખલાનું સંક્ષિપ્ત જીવન અને કાર્ય

| જન્મ | અક્ષરનિવાસ |
| --- | --- |
| ચૈત્ર સુદ ૧૫, વિ. સં. ૧૮૨૪ | આસોવદ ૧૪, વિ. સં. ૧૯૩૪ |

લેખક
પટેલ ગોપાલજી સોમજી ભગત
રવાપરવાળા
તા. નખત્રાણા
કચ્છ

પ્રકાશક
શ્રી કચ્છ કડવા પાટીદાર સત્સંગ સમાજ
પ્રસિદ્ધ
ચૈત્ર સુદ ૯, વિ. સ. ૨૦૩૯ તા. ૨૧-૪-૧૯૮૩



ॐ नमो भगवते वासुदेवाय ।
श्री स्वामिनारायणो विजयतेतराम ।
श्री ऊमियाजी प्रसन्नोस्तु ।

ગામ નેત્રા—કચ્છવાળા

અક્ષરનિવાસી નરવીર

# શ્રી કેશરા (પરમેશ્વરા) મુખી સાંખલાનું સંક્ષિપ્ત જીવન અને કાર્ય

VSAK: Birth
02-Apr-1768

VSAK: Death
25-Oct-1878

| જન્મ | અક્ષરનિવાસ |
|---|---|
| ચૈત્ર સુદ ૧૫, વિ. સં. ૧૮૨૪ | આસો વદ ૧૪, વિ. સં. ૧૯૩૪ |

લેખક
પટેલ ગોપાલજી સોમજી ભગત
રવાપરવાળા
તા. નખત્રાણા
કચ્છ

પ્રકાશક
શ્રી કચ્છ કડવા પાટીદાર સત્સંગ સમાજ

પ્રસિદ્ધ
ચૈત્ર સુદ ૯, વિ. સં. ૨૦૩૯ તા. ૨૧-૪-૧૯૮૩

Lived for 110 years, 6 months and 23 days

# સમર્પણ

સ્વ. શ્રી કેશરા (પરમેશ્વરા) મુખીને

જેની સ્મૃતિમાં
સંવત ૨૦૩૯ ચૈત્ર
સુદ ૭ તા. ૧૯-૪-૮૩ થી
ચૈત્ર સુદ ૧૫ તા. ૨૭-૪-૮૩ નેત્રા
મુકામે શ્રીમદ્ રામાયણ જ્ઞાનયજ્ઞ તથા
વિષ્ણુયાગનું વિશાળ આયોજન કરવામાં
આવેલ છે અને તેમાં સ્વામિનારાયણ સંપ્રદાયના
પ્રખર વક્તા પુરાણી જગત્પ્રકાશદાસજી વ્યાસાસન પર
બીરાજી કથાનું રસપાન કરાવશે. આ પ્રસંગે પરમ
પૂજ્ય ધર્મ ધુરંધર ૧૦૦૮ આચાર્ય શ્રી તેજેન્દ્ર-
પ્રસાદજી મહારાજ પધારી દર્શનનો અમૂલ્ય
લાભ આપશે. આ પવિત્ર પ્રસંગે આ
પુસ્તિકા પ્રકાશિત કરી સ્વર્ગ-
સ્થનાં ચરણોમાં સમર્પિત
કરીએ છીએ.

—શ્રી કચ્છ કડવા પાટીદાર સત્સંગ સમાજ—

૧૫ એપ્રિલ, ૧૯૮૩

ગામ નેત્રા કચ્છવાળા

# અક્ષર નિવાસી નરવીર

શ્રી કેશરા (પરમેશ્વરા) મુખી સાંખલાનું
સંક્ષિપ્ત જીવન અને કાર્ય

પ્રકાશક :

શ્રી કચ્છ કડવા પાટીદાર સત્સંગ સમાજ

પુસ્તક મેળવવાનું સ્થળ :

"નિલકંઠ નિવાસ"
શ્રેયસ સિનેમા સામે
નડિયાદ
ફોન : ૬૧૬૪

સંવત ૨૦૩૯
પ્રથમ આવૃત્તિ ૧૫૦૦
સને ૧૯૮૩

મુદ્રક :

લોકભારતી પ્રિન્ટર્સ
રામકુટિર, મોટા મહાદેવ,
નડિયાદ : ૩૮૭૦૦૧
ફોન : ૪૫૪૭

# લેખકના બે બોલ

શ્રી કેશરા મુખીના જીવન વિષે નાનપણમાં ઘણી અવનવી અને અદ્‌ભુત વાતો મેં સાંભળી હતી. એમના જેવા મહાપુરુષના જીવન વિષે અને તેમણે કરેલાં કાર્યો વિષે લખવાની ઇચ્છા મારા મનમાં વર્ષો સુધી ઘોળાયા કરતી હતી. પણ આવા પુરુષ વિષે લખવામાં પૂરતી અને ઇતિહાસ આધારિત માહિતી મેળવવામાં મોટી મુશ્કેલી પડતી હોય છે. મને પણ એ અર્થમાં ઘણી મુશ્કેલી પડી છે.

પણ કેશરા બાપા વિષે મારે કાંઇક તો લખવું જ છે એવો ભાવ દૃઢ હોવાથી ધીમે ધીમે માહિતી મેળવવાનું મેં ચાલુ રાખ્યું. રવાપુરના વયોવૃદ્ધ પૂજ્ય પટેલ સોમજી ખેતશી વાસાણી તે વખતે રાજ્યમાં પોલીસ પટેલ અને રેવન્યુ પટેલ તરીકેનો હોદ્દો ધરાવતા હતા. તે જ રીતે ગામ દયાપુરના વયોવૃદ્ધ પૂજ્ય શ્રી રામજી કાનજી સાંખલા (વૈદ્યબાપા) કેશરા મુખીના કુટુંબના હતા. આ બંને વડીલો મુખીના ગાઢ પરિચયમાં વર્ષો સુધી રહ્યા હતા. તેઓના મોંએ મેં અનેક વાતો સાંભળેલી.

મારાં પૂજ્ય દાદીમા માતાજી રામબાઇના કેશરા મુખી સગા કાકાઇ કાકા થતા હતા. તેમના દ્વારા પણ મેં મુખીના ઘરની રિદ્ધિ સિદ્ધિ, પહેરવેશ, બાંધો તેમજ તેમનાં સામાજિક કાર્યોની ઐતિહાસિક વાતો સાંભળી હતી. દાદીમાને એ બધાંની પૂરી સ્મૃતિ હતી. તેમની યાદશક્તિ અજોડ હતી.

સંવત ૧૯૯૩ના શ્રાવણ માસમાં મારે વીરાણીવાળા સ્વ. નારણભાઇ રામજીને મળવાનું થયેલું. મેં એમને કેશરા મુખી વિષે માહિતી આપવા વિનંતી કરી. એમણે તે વખતે મૌખિક રીતે ઘણી વાતો કરી. ઉપરાંત તેમની પાસે કેટલીક લેખિત સામગ્રી પણ હતી જે તેમણે મને આપી.

એ ઉપરાંત એમણે મને ભલામણ કરી કે "ગામ દોલતપુરવાળા હરજી કાનજી મુખીને પણ તારે મળવું. તેમની પાસે કેશરા મુખીના જીવન અને તેમનાં કાર્યો વિષે ટૂંકી રૂપરેખા છે. વળી, તેમની પાસે

મુખીના હસ્તાક્ષરમાં લખેલા કાગળો પણ છે. એ કાગળો મેં જાતે વાંચ્યા પણ છે. તને વધુ માહિતી ત્યાંથી મળશે અને તારી ઈચ્છા સંતોષાશે.” આ ભલામણથી હું દોલતપુર ગયો. હરજી મુખીને મળી નારણભાઈ રામજીભાઇ વીરાણીવાળાએ કરેલી વાત તેમને કરી. કેશરા મુખીના હસ્તાક્ષરવાળા કાગળો એમણે મને આપ્યા અને તેમાંથી ઉતારો કરી લેવા જણાવ્યું. આ રીતે એ કાગળોનો ઉપયોગ કરવાનું સદ્ભાગ્ય મને સાંપડયું.

બીજી બાજુ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના વહીવંચા બારોટ શ્રી ખંડેરાવભાઇ પાસેના ચોપડામાં પણ કેશરા મુખીના ઘણા આધારો મળતાં તેમાંથી મેં ઉતારા કરી લીધા.

આમ કેશરા મુખીના જીવન અને કાર્ય વિષે જેની જેની પાસેથી લેખિત યા મૌખિક માહિતી મળી શકે તેમ હતું તે સૌની પાસેથી તે મેળવી છે. બીજી એક વાતનો મારે અહીં આગળ ખાસ ઉલ્લેખ કરવો છે. ભૂજ મંદિરના સદ્ગુરુ સ્વામી શ્રીનંદકિશોરદાસજીની કેશરા મુખી વિષે જીવનચરિત્ર છપાવવાની ઉત્કંઠ ઇચ્છા હતી. સંજોગવશાત્ તેઓ તે ન છપાવી શકયા. ભગીરથ પ્રયત્ન કરીને તેમણે તૈયાર કરેલા જીવનચરિત્ર-માંથી ઉતારા કરવાનું સદ્ભાગ્ય મને શ્રીજી મહારાજની કૃપાથી સાંપડયું છે.

આમ ચારેબાજુથી નાની-મોટી માહિતી મળતાં હું આ જીવન-ચરિત્ર લખવા શકિતમાન બન્યો છું. હું એ સૌનો હાર્દિક આભાર માનું છું.

નરવીર શ્રી કેશરા મુખીનું જીવનચરિત્ર મને આવડયું એ રીતે લખીને સમાજ સમક્ષ મૂકવામાં પરમ કૃપાળુ પરમાત્માની કૃપા પ્રાપ્ત થઇ છે તેમ સમજશો અને હંસ-ક્ષીર-નીર ન્યાયે તેમાંથી ગ્રહણ કરવા યોગ્ય ગ્રહણ કરશો.

તા. ૧૮-૨-૧૯૮૩ —પટેલ ગોપાલજી સોમજી ભગત રવાપરવાળા

તા. નખત્રાણા

 

# પ્રસ્તાવના



મહાન માણસોનાં જીવનચરિત્રો માનવ સમાજને ઉત્તમ ઉદાહરણો પૂરાં પાડે છે. ધર્મશાસ્ત્રો અને ઇતિહાસમાં આવાં અનેક ચરિત્રો સંઘ-હાયેલાં જોવા મળે છે. ભાવિ પેઢી તેમાંથી સામાજિક, ધાર્મિક કે રાજ-નૈતિક આદર્શો મેળવી જીવનનું માર્ગદર્શન મેળવે છે.

સ્વ. કેશરા (પરમેશ્વરા) મુખીનું જીવન એક મહાન વિભૂતીનું જીવન છે અને તેમના પછીની પ્રત્યેક પેઢી માટે પ્રેરણાનું ઉત્તમ દૃષ્ટાંત પૂરું પાડે છે. મુખીએ તેમના જીવન દરમિયાન સ્વજ્ઞાતિના ઉદ્ધાર માટે સતત સંઘર્ષ કર્યો હતો અને ધર્મપ્રેમ, સ્વમાન સત્યપ્રિયતા, દયા, દાન, સેવા, નમ્રતા, નિર્ભયતા અતે કર્તવ્યનિષ્ઠાના માર્ગ ઉપર કેવી રીતે ચાલવું તેનું ઉત્તમ માર્ગદર્શન પૂરું પાડ્યું છે.

શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં ઘણા લાંબા સમયથી પીરાણા સતપંથ ધર્મે ઊંડાં મૂળિયાં નાંખ્યાં હતાં અને વટવૃક્ષ સમા સમાજ ઉપર ફેલાઈ ગયો હતો. જ્ઞાતિની પરિસ્થિતિનો લાભ લઈ પીરાણા ધર્મ-વાળાઓએ જ્ઞાતિને અંધારાંની ઊંડી ખાઈમાં ધકેલી દીધી હતી. આ અંધારી ખીણમાં પડેલી જ્ઞાતિને પ્રકાશનો પુંજ સર્વ પ્રથમ બતાવનાર કેશરા મુખી હતા. તેમને નેત્રા ગામે ભગવાન સ્વામિનારાયણના શિષ્ય મુક્તાનંદ સ્વામીએ સ્વામિનારાયણ ધર્મની કંઠી બાંધી હતી અને શુદ્ધ સનાતન ધર્મનું સાચું રહસ્ય સમજાવ્યું હતું. ગુરુ પાસેથી હિન્દુ ધર્મનો મર્મ જાણી જ્ઞાતિની ઉન્નતિ માટે મુખીએ જીવનભર પ્રયત્નો કર્યા. દુર્જેય ગઢ જેવા પીરાણા ધર્મને તોડવા અને સનાતન ધર્મની સ્થાપના કરવા એક સાચા કર્મવીરની માફક લડયા.

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજમાં શુદ્ધ સનાતન ધર્મની ઇમારતના કેશરા મુખી પાયાના પથ્થર બન્યા. વર્તમાન કાળના સમાજના તેઓ આદ્ય સુધારક પણ હતા. જૂના ધર્મનાં પાખંડો અને દૂષણોને તેમણે છડેચોક ખુલ્લાં પાડયાં અને સનાતન ધર્મનો પ્રચાર કર્યો. લોકોને

નીતિનિયમ અને ધર્મ આધારિત આચાર–વિચારના માર્ગે વાળવા તેઓ જીવનભર ઝઝૂમ્યા. લોકોમાં ધીમે ધીમે મુખીની વાતો પ્રત્યે સમજણ આવવા લાગી. સાત ગામોમાં બારસોથી પંદરસો જેટલા અનુયાયી થતાં સનાતન ધર્મની ઈમારતના પાયા મજબૂત બન્યા.

1200 to 1500 people accepted Swaminarayan

Page 99 says 2000

કેશરા મુખીએ નાખેલા પાયા ઉપર તેમના પછી બેત્રણ પેઢીએ સ્વ. શ્રી નારણભાઈ રામજીભાઇ લીંબાણી મોટી વીરાણીવાળાએ ઈંટોથી ઈમારત બાંધવાનાં મંડાણ કર્યાં. કેશરા મુખીએ વ્યવસ્થિત અને મજ-બૂત ધરાતલ તૈયાર કર્યું હતું. નારાણભાઈએ એ ધરાતલ ઉપર વિશાળ ઈમારતનું સર્જન કરી તેને સનાતન ધર્મનો વિશુદ્ધ રંગ આપ્યો. એ ઈમારતમાં જે કાંઇ ખામી, ફાટફૂટ કે રંગરોગાન બાકી હતાં તેને આજના સમાજ સેવકો પૂરાં કરી રહ્યા છે. કેશરા મુખીના વીર પ્રયત્નોને સાર્થક કરવા આજનો સમાજ પ્રયાસો કરી રહ્યો છે તે આપણા અહો-ભાગ્યની વાત છે.

પાંચ દિવસ લાંબા ચાલેલા કાર્યક્રમને દૂરદર્શન ઉપર તેના મુખ્ય અંશો દર્શાવી ફક્ત અડધા કલાકમાં જ બતાવાય છે તેમ કેશરા મુખીના જીવનના મુખ્ય પ્રસંગોનો આ પુસ્તકમાં સંગ્રહ કરી તેમને ભાવભરી અંજલિ આપવાનો નમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે. વાચકોના હાથમાં આ પુષ્પાંજલિ મૂકતાં અમે અતિ હર્ષ અનુભવીએ છીએ.

—પ્રકાશક






આદ્ય સમાજ સુધારક અ. નિ. નરવીર શ્રી કેશરાપરમેશ્વરા

"શ્રી હરિ"

॥ શ્રી ઊમિયા વિજયતેતરામ ॥

# નરવીર શ્રીકેશરા મુખીનું સંક્ષિપ્ત જીવન અને કાર્ય

## ગુજરાતમાંના કડવા પાટીદારોમાંથી કેટલાક ભાઇઓ કાશીની યાત્રાએ જતાં ફકીરમાં ફસાયા

ગુજરાતના કડવા પાટીદાર જ્ઞાતિમાંના તે વખતના કેટલાક કડવા પાટીદાર ભાઇઓમાંથી કેટલાંક ગામડાંનાં અમુક કુટુંબોનાં ભાઈ-બ્હેનોને કાશીની યાત્રા કરવાનો વિચાર થતાં યાત્રા નિમિત્તે એક સંઘ ગુજરાતમાંથી કાશી તરફ જઈ રહ્યો હતો. તે દરમિયાન સંવત ૧૫૯૨ (ઇ. સ. ૧૪૫૨)ના અરસામાં એક ફકીર બાવાનો અચાનક ભેટો થતાં યાત્રાળુ સંઘને પેલા ફકીર બાવાએ પૂછ્યું કે "તમો બધાં કોણ છો ? અને કયાં જઇ રહ્યાં છો ?" ત્યારે યાત્રાળુ સંઘમાંના કેટલાક આગેવાન ભાઇઓએ કહ્યું 'કે અમે બધાં કાશીની યાત્રા કરવા જઇ રહ્યાં છીએ.' ત્યારે પેલા ફકીર બાવાએ જાણ્યું કે આ ભોળા અને શ્રદ્ધાળુ લોકોને મારી સિદ્ધિ વડે કંઈક ચમત્કાર બતાવીને તેમને મોહ પમાડું તો તેઓ મારી ઈન્દ્રજાળમાં આવી જાય અને મારું કામ થાય. પેલા ફકીર બાવાએ એવો વિચાર કરીને પોતાની માયિક સિદ્ધિનો ઉપયોગ કર્યો અને યાત્રાળુ સંઘનાં ભાઇ બહેનોને પોતાની માયિક ઈન્દ્રજાળમાં ફસાવી લીધાં અને તેઓને વરસાદ થવાનું પ્રલોભન આપ્યું. કાગને બેસવું અને તાડને પડવું એ લોક કહેવતના આધારે એ સમયે વરસાદ થયો એટલે પેલાં ભોળા હૃદયનાં ભાઈ બહેનોને ફકીર બાવામાં ભગવાનપણાનો ભાવ પેદા થયો. એથી એ ભાઇ બહેનો ફકીર બાવાની ઈન્દ્રજાળમાં બરાબર ફસાઇ ગયાં અને યાત્રાએ ન જતાં સૌ પોતાને ઘેર પાછાં ફર્યાં.

Wrong Date: The difference in years between two calendars is 140, which is wrong. Diff. should be 56 years. This means atleast one of the year is wrong.

હવે પેલાં યાત્રાળુ ભાઇ બહેનો ગુજરાતમાં આવેલા ગીરમથા નામના ગામડાની આજુબાજુનાં ગામડાંમાં રહેતાં. હતાં. એટલે પેલો ફકીર બાવો પણ ગીરમથા નામના નાનકડા ગામમાં પોતાની ઝૂંપડી બાંધીને રહેવા લાગ્યો. પેલાં ભોળાહૃદયના ભાઇઓ તથા બહેનો અવાર નવાર એ ફકીર બાવાના પરિચયમાં આવવા લાગ્યાં. પરિચયમાં આવ્યા બાદ ફકીર બાવાએ તો તેઓને પોતાની જાળમાં એવાં ફસાવ્યાં કે જાણે આ ફકીર બાવો જ ભગવાન છે અને તેને જ ભગવાન તરીકેના ભાવથી માનવા લાગ્યાં. પણ તેમનાં સગાંવહાલાં તરફથી કેટલાક મતભેદને લીધે અનેકાનેક મૂંઝવણો થવા લાગી. આની જાણ પેલા ફકીરબાવાને થતાં એણે એક યુક્તિ શોધી કાઢી. તે યુક્તિ એ હતી કે ગુજરાતના જેટલા કણબી કડવાપાટીદાર ભાઈઓને પોતાની ઇન્દ્રજાળમાં લીધા હતા તેવા ભાઇઓને ખેતી માટે કચ્છમાં મોકલી આપવા. એવો વિચાર કરી પેલો ફકીર બાવો કચ્છમાં આવી તે વખતના કચ્છના મહારાવને મળ્યો અને કચ્છના મહારાવને ગુજરાતના ખેડૂતો બાબતનો પાકો પરિચય કરાવ્યો.

તે વખતે કચ્છમાં મહેનતુ ખેડૂતોની ઘણી જરૂર હતી. તેથી તેવા ખેડૂતો માટે સર્વ પ્રકારની આર્થિક મદદ તથા ઘર બાંધવા માટે મફત જમીનો, ખેતીનાં સાધનો, કૂવા ખોદાવી આપવા વગેરે જે જે સાધનો ખેતીમાં ઉપયોગી હોય તે સાધનો રાજ્ય તરફથી કરી આપવા ઉપરાંત ગુજરાતના પટેલો પોતે જ્યાં જ્યાં ગામો વસાવે તેવાં ગામોને તેઓના આગેવાનોના નામથી નામ તેમજ જે જે ગામોમાં ગુજરાતના પટેલોની જેટલી વસ્તી હોય ત્યાં દરબારી પટેલો તરીકેનો માનકારી હોદ્દો આપવો વગેરે સગવડોની બાંહેધરી કચ્છના મહારાવશ્રીએ ફકીર બાવાને આપી. એટલે પેલા ફકીર બાવાએ પાછા ગુજરાતમાં આવી પોતાના જેટલા અનુયાયીઓ હતા તેવાઓને ધીમે ધીમે કચ્છમાં મોકલવાનું શરૂ કર્યું.

## ગુજરાતના કડવા પાટીદારોનું કચ્છમાં જઇ વસવું

Year seems to be wrong

હવે ગુજરાતના કડવા પાટીદારો ક્રમે ક્રમે કચ્છમાં સંવત ૧૯૮૨ માં આવી પોતાની સગવડે કચ્છની ભૂમિમાં કચ્છના મહારાવશ્રીની મદદથી

નાનાં નાનાં ગામડાં વસાવવા લાગ્યા અને જમીનો ખેડીને ખેતી કરવા લાગ્યા. એમ ધીમે ધીમે કચ્છના વાગડ પરગણામાં તેઓ પ્રથમ આવ્યા અને પોતાની સગવડે ગામો વસાવવા લાગ્યા. ગુજરાતમાંથી પેલા ફકીરના જેટલા પટેલો અનુયાયી હતા તેઓને મોટી સંખ્યામાં ફકીરે કચ્છમાં મોકલી આપ્યા. કચ્છમાં કચ્છ રાજ્યના માનકારી ખેડૂતો તરીકે તેઓ રહેવા લાગ્યા અને તેઓને રહેવાને માટે ગોઅરૂબુટાંના હકકથી મફત જમીનો તેમજ ખેતી માટે જેટલી જમીનો ખેડી શકે તે જમીનો પાયરાહકકથી ખેતી માટે આપવા માંડી. ખેતી માટે કૂવા તેમજ વાડી ઉપરે ડેલાં વગેરે ચરોચાર રાખવા માટેનાં સાધનોની જેટલી જરૂર ય તેટલી સગવડો રાજ્ય તરફથી મળવા લાગી. તેથી ગુજરાતમાંના ઘણા ભાઈઓને કચ્છમાં આવવાની ઇચ્છા થઈ. કચ્છમાં તે વખતે જ્યાં જ્યાં ગુજરાતમાંથી આવેલા પટેલો રહેતા હતા તેવાં ગામોમાં તેમને રાજ્ય તરફથી સ્થાનિક અમલદાર તરીકે રાજ્યના હરબારી પોલીસ પટેલ તથા રેવન્યુ પટેલ તરીકેનો માનકારી ઊંચો હોદ્દો મળતો. તેમજ ગામના મુખી આગેવાનોનો હોદ્દો પણ તેવા પટેલોને મળતો હોવાથી કચ્છમાં એ બધા આબાદ રીતે રહેવા લાગ્યા.

હવે ગુજરાતના કડવા પાટીદાર ભાઈઓમાંથી જે જે ભાઇઓ કચ્છમાં વસ્યા તેઓ શ્રી કચ્છ કડવા પાટીદાર તરીકે તેમજ ખેતીનું ઉત્તમ કામ કરનારા જેઓ કણનું બી કરે તેઓ કણબી પણ કહેવાયા. પણ કણબી કોઈ નાત જાતનું નામ નથી પણ કણનું બી કરે એટલે કણબી એ સૂત્રને આધારે તે વખતે ગુજરાતમાંથી આવેલા શ્રી કડવા પાટીદારોના ભાઇઓને કચ્છમાં કણબી તરીકે પણ ઓળખવા લાગ્યા. ધીમે ધીમે કચ્છમાં કણબી નામનો કોળીઓ કચ્છની અન્ય કોમોને મીઠો લાગવાથી સૌ કોઇ કણબી તરીકેના નામની નોબતનો સૂર વગાડવા લાગ્યા પણ સત્ય હકીકત તો ગુજરાતમાંથી કચ્છમાં ખેતી કરવા માટે આવેલા ભાઇઓ ગુજરાતમાં વસતા અસલ કડવા પાટીદાર જ્ઞાતિમાંની જે અસલ પર બાવન સાંખો છે તે બાવન સાંખો માંહેલા જ અસલ કડવા પાટીદારો છે. પણ બીજી કોઈ જ્ઞાતિના લોકો કડવા પાટીદાર જ્ઞાતિમાં નથી એમ જૂના કડવા



Terms and conditions of settlement in Kutch

પાટીદાર જ્ઞાતિના ઈતિહાસ ઉપરથી તેમજ કડવા પાટીદારોના જૂના વહીવંચા અને ભાટના જૂના ચોપડાઓના આધારો ઉપરથી સત્યતા જણાઈ આવે છે કે ગુજરાતમાંથી આવેલા કડવા પાટીદારો અસલ કડવા પાટીદારો જ છે. કચ્છમાં આવ્યા બાદ વાહનોના અભાવે અને ગુજરાત કચ્છથી જરા દૂર હોવાથી ગુજરાતમાંના કડવા પાટીદાર જ્ઞાતિ સાથે કેટલોક સગપણ સાંતરાંનો લેવણ દેવણનો સંબંધ જાળવી રાખવાનું તે વખતે મુશ્કેલ જણાયું અને સગપણના લેવણ દેવણનો સંબંધ ધીમે ધીમે સંજોગોવશાત ઓછો થતો ગયો પણ સંયોગો અને સમયનું જેમ જેમ પરિવર્તન થતું ગયું તેમ તેમ વળી પાછા ગુજરાતમાંના કડવા પાટીદારોની જ્ઞાતિ સાથે સગપણ સાંતરાના લેવણ દેવણના સંબંધો ચાલુ થવા લાગ્યા અને હવે તો દૂર દેશ જેવું તો કાંઈ રહ્યું નથી તેમજ વાહનોની તેમજ ધંધાઓનાં સાધનોની સગવડતાથી ગુજરાતની કડવાપાટીદાર જ્ઞાતિ સાથે સગપણ સાંતરાના લેવણ દેવણના સંબંધો રાબેતા મુજબ યથાવત્ ચાલુ થઈ ગયા છે.

**ચાલુ પ્રસંગ પર :–** હવે ગુજરાતમાંથી જે કડવા પાટીદારો કચ્છમાં આવ્યા તેઓને ગુજરાત જેવી નંદનવન ભૂમિ છોડીને કચ્છની કરકસ, ડુંગરાળ અને રેતાળ તથા કાંકરાવાળી ભૂમિમાં આવ્યે લગભગ ત્રણસોએક વરસ જેટલો સમય થયો. તે ગાળામાં ગુજરાતના કડવા પાટીદારોએ કચ્છમાં નાનાં મોટાં લગભગ ૮૦ થી ૮૧ જેટલાં ગામડાંમાં આબાદ રીતે વસવાટ કરેલો. તે દરમિયાન કચ્છમાં કડવા પાટીદાર ભાઈ બહેનોની લગભગ ૭૫–૮૦ હજારથી વધારે સંખ્યામાં વસ્તી હતી. કચ્છમાં કડવા પાટીદારો પોતાની ખેતીમાં જેમ જેમ પગભર થતા ગયા તેમ તેમ ગુજરાતમાંથી લાવેલા પોતાના ધર્મને પોતાની ધાર્મિક ભાવનાથી ખૂબ મહત્ત્વ આપી પોતાની કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં પોતાની સત્તા જમાવતા ગયા.

This is wrong figure. Correct figure is mention in Pirana ni pol

એક તો વિદ્યાના અભાવે અભણ અને વળી પાછી રાજ્યનું દરેક રીતનું પીડગળ હોવાથી તે વખતના શ્રી કચ્છ કડવા પાટીદાર

જ્ઞાતિના આગેવાન ગેઢેરાઓને પોતાને એક સત્યપંથી કહેવડાવવાની તમન્ના જાગી. અને તે વખતના આગેવાન ગેઢેરાઓએ પોતાની સત્તાનો દોર છૂટો મેલ્યો. કચ્છની તે વખતની શ્રી કડવા પાટીદાર જ્ઞાતિમાંના આગેવાન ગેઢેરાઓ જે બોલે તે જ જ્ઞાતિ માટેનો કાયદો ગણાતો. પછી તે કાયદો તારણ હોય કે મારણ હોય તેની પરવા કરાતી નહિ અને તેમાં કચ્છ રાજ્ય જરા પણ હસ્તક્ષેપ કરે નહિ.

No democracy. No social organisation.

હવે કચ્છમાંના તે વખતના શ્રી કડવા પાટીદાર જ્ઞાતિના ગેઢેરાઓની જુલ્મી સત્તાનો સૂર્ય મધ્યાહ્નને પ્રકાશવા લાગ્યો. જો કોઈ વ્યક્તિ પોતાના સમાજના તે વખતના ધર્મનું જરાપણ ઘસાતું બોલે તો તેવી વ્યક્તિને ખૂબ હેરાન–પરેશાન કરી તેને નાતબહાર મુકાતી અને તેને પાયમાલ કરવામાં જરાપણ પાછી પાની કરાતી નહિ. હવે તેવી જુલ્મી અને એકહથ્થુ સત્તાનો લગભગ ત્રણસોથી વધુ વરસ સુધી ઉપયોગ દિન પ્રતિદિન વધવા લાગ્યો. પણ તે અરસામાં કચ્છની શ્રી કડવા પાટીદાર જ્ઞાતિમાં અજવાળાંનાં ચિહ્નો જણાવા લાગ્યાં.

## કચ્છમાં શ્રીનેત્રા ગામમાં શ્રીકેશરા મુખીનો જન્મ (પ્રાદુર્ભાવ)

VSAK: DOB: 02-Apr-1768

ઈ. સ. ૧૭૬૮ના અરસામાં ગુજરાતી આષાઢી વર્ષ પ્રમાણે સંવત ૧૮૨૪ના ચૈત્ર સુદ ૧૫ને દિને પ્રાતઃકાળે શ્રી હનુમાન જયન્તીના શુભ દિને ગામ શ્રીનેત્રા મધ્યે શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના સાંખલા કુટુંબના મુખી પટેલ શ્રી તેજા હરજી સાંખલાના ધર્મપત્ની શ્રી અખંડ સૌભાગ્યવતી શ્રીમતી પદમાબાઈની પવિત્ર કૂખે તેજસ્વી તારા સમાન રત્નનો (પ્રાદુર્ભાવ) જન્મ થયો. શ્રી તેજા મુખીને ઘેર પુત્રના જન્મના માંગલિક વધાઈના વધામણના સમાચાર આખા ગામમાં તેમજ સગાં-સંબંધીઓમાં વાયુવેગે પ્રસરી ગયા ગામના સાંખલા કુટુંબમાં તેમજ સગાં–વહાલાંમાં આનંદ વર્તાઈ રહ્યો. શ્રી તેજા મુખીએ પોતાના પુત્રના વધાઈ પ્રસંગે ગામમાં, કુટુંબમાં તથા સગાંઓમાં ગોળની માંગલિક પ્રસાદીથી સૌનાં મોઢાં મીઠાં કરી આનંદનો મીઠા ગોળ જેવો લહાવો લીધો. પોતાની ફઈયો, બેનો, દીકરીઓને સામાજિક રીતે પહેરામણીઓ કરી

પોતાના પુત્રના જન્મ દિવસે ગામનાં વથાણમાં ગામની ગાયો, ભેંસો ને મૂંગાં જાનવરોને લીલો ચાર નીરવામાં આવ્યો. ગામના ભટ્ટ, બ્રાહ્મણોને ભોજન તથા ભેટો આપવામાં આવી. આવી રીતે શ્રી તેજા મુખીએ પોતાના પુત્રની જન્મની વધાઈ નિમિત્તે આનંદનો લહાવો લીધો. હવે પુત્ર તો સુદ બીજના ચંદ્રમાની પેઠે દિનપ્રતિદિન (વધવા) મોટા થવા લાગ્યા. શ્રી તેજા મુખીએ જન્મના ૧૭મા દિવસે ગામના રહીશ જોશી દયાશંકર (સારસ્વત બ્રાહ્મણ) મહારાજ પાસે પોતાના પુત્ર રત્નનું નામકરણ કરાવ્યું. ચંદ્રની મિથુન રાશિમાં જન્મ થયો હતો તેથી શશીના પ્રથમ અક્ષર ક ઉપરથી કેશરો નામ જ્ઞાતિની પ્રણાલિકા મુજબ રાખવામાં આવ્યું. હવે કેશરા મુખીનું બાળપણ બીજના ચંદ્રમાની જેમ દિનપ્રતિદિન પ્રકાશિત થવા લાગ્યું. બાળપણથી અન્ય બાળકોની રમત–ગમતમાં બાળકોથી આગળ આવતા અને પોતાના બાળસખાઓને પ્રેમથી ચાહતા.

## શ્રી કેશરામુખીની લઘુ અભ્યાસની શરૂઆત

Education level was very poor

હવે કેશરા મુખીની ઉંમર પાંચ વરસની થતાં પોતાના પિતા શ્રી તેજા મુખીએ પુત્રને ગુજરાતી અક્ષરનું પ્રાથમિક જ્ઞાન આપવા વિચાર્યું. તે વખતના કચ્છના કડવા પાટીદારોમાં ગુજરાતી અક્ષરનું જ્ઞાન બહુ જ ઓછું હતુ. પણ ગામ શ્રીનેત્રામાં તે વખતે ગામની ગામઠી સ્કૂલમાં કેટલાક વાણિયા, બ્રાહ્મણ, લુહાણા આદિ વેપારી વર્ગને ગુજરાતી અક્ષરોનું જ્ઞાન અપાતું. સાથે ગણિત વગેરેનું સારું જ્ઞાન પણ અપાતું હોવાથી શ્રી તેજા મુખીએ પોતાના છોકરાને ગુજરાતી અક્ષરનું જ્ઞાન શીખવા માટે ગામની ગામઠી સ્કૂલમાં મોકલ્યા. તે વખતે ગામના સંસ્કારી ને પીઢ ગણાતા સારસ્વત બ્રાહ્મણ નામે દયાશંકર જોશી એક નાની સરખી નિશાળ રાખી ગામના છોકરાઓને ગુજરાતી અક્ષરોનું જ્ઞાન આપતા.

હવે કેશરા મુખી પૂર્વજન્મના મહાન સંસ્કારી હોવાથી ભણવામાં બધા છોકરાઓમાં સૌથી પ્રથમ નંબરે આવતા. તેથી વિદ્યાગુરુની કૃપા થવા લાગી. નિશાળમાં તેમની વાકયચાતુરી, બુદ્ધિબળ દિનપ્રતિદિન વધારે ને વધારે પ્રકાશિત થવા લાગ્યાં. સ્કૂલમાં વિદ્યાગુરુના તેઓ એક

કૃપાપાત્ર શિષ્ય બન્યા. ગણિત વગેરેનું સારું જ્ઞાન પ્રાપ્ત કરી ગુજરાતી ગામઠી સ્કૂલમાં ગુજરાતી ચાર ચોપડીનો અભ્યાસ પૂરો કરી ગુજરાતી ચોથી ચોપડીની પરીક્ષામાં પ્રથમ નંબરે પાસ થયા અને ગુજરાતી પાંચમી ચોપડીનો અભ્યાસ શરૂ કર્યો. તે વખતે કચ્છનાં ગામડાંના માસ્તરોમાં ગુજરાતી પાંચ ચોપડીનો અભ્યાસ માંડ માંડ હતો. તેથી તે વખતના માસ્તરો ગુજરાતી ચાર ચોપડીનો અભ્યાસ છોકરાઓને કરાવતા પણ તે વખતના માસ્તરો ગણિતમાં ઘણા હોંશિયાર રહેતા. કેશરા મુખીએ પોતાના વિદ્યાગુરુ પાસેથી ગણિત વગેરેનું જે જે જ્ઞાન સંપાદન કરેલું હતું તેને તેઓ ગણતરના રૂપમાં ફેરવવા લાગ્યા. તે વખતે કેશરા મુખીની ૧૦ વર્ષની વય થવાથી કેશરા મુખીના શરીરનો બાંધો મજબૂત અને કદાવર હોવાથી પંદરેક વરસ જેવા લાગતા. હવે શ્રી તેજા મુખીએ પોતાના પુત્રને તે વખતના સમય પ્રમાણે ભણતરને ગણતરના રૂપમાં ફેરવવાની ફરજ પાડી. અને ધીમે ધીમે વાડીમાં, ખેતીના કામમાં, તેમજ ગામના વ્યાવહારિક કામ સાથે રાખી પોતાનું કામ શ્રી કેશરા મુખીને સોંપતા ગયા. તેથી વ્યાવહારિક કામમાં પણ વાક્યચાતુરીના પ્રભાવે પ્રભાવશાળી અને બુદ્ધિશાળી વ્યક્તિ તરીકે તેમની નામના થવા લાગી. કેશરા મુખીની બુદ્ધિની પ્રશંસા આજુબાજુનાં રાજ્યનાં ભાયાતી ગામડાંઓમાં થવા લાગી. શ્રી કેશરા મુખીનાં લગ્ન સમાજના રિવાજ મુજબ નાનપણથી જ થયાં હતાં. શ્રી કેશરા મુખીએ પોતાની ૧૮ વર્ષની ઉંમરે ઘરનો તેમજ બહારનો વ્યાવહારિક બોજો પોતાના હાથમાં લઈ સ્વતંત્ર રીતે ગામમાં, તેમજ સગાં સંબંધીઓમાં તેમજ રાજ્યના નાનાં નાનાં ભાયાતી રાજ્યમાં પોતાની વ્યાહવારિક કુશળતાની કુશાગ્ર બુદ્ધિથી સારી એવી નામના મેળવી. શ્રી તેજા મુખી વ્યાવહારિક બોજો હળવો થતાં પ્રભુતાના પગલે પ્રફુલ્લિત રીતે વર્તવા લાગ્યા. શ્રી કેશરા મુખી જેમ જેમ મોટા થતા ગયા તેમ તેમ તેમની વાક્યચાતુરી, વાણી અને વિનયમાં વધારો થતો ગયો. તે વખતના જૂના કલ્પિત ધર્મનું ભાન થવાથી ધર્મમાં તેમને ઘણી જ ગૌણતા જણાવા લાગી અને ધીમે ધીમે પોતાના સાથીદારોને સનાતન ધર્મ અને તેનું રહસ્ય શું છે તેની સમજણ પાડવા લાગ્યા.

ઘરમાં તેમજ પોતાનાં સગાં સંબંધીઓમાં પણ તે વખતના કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં જે ધર્મ એક હથ્થુ ચાલતો હતો તેનું રહસ્ય સમજાવી તે ધર્મથી મુકત કરવાના ઉપાયો કરવા લાગ્યા. જો કે શ્રી કેશરા મુખીએ તે વખતે સમયને ઓળખીને પોતે જૂના કલ્પિત ધર્મથી અલિપ્ત થવા માગે છે તેવું પોતાની વાણી. વિચાર, અને વર્તનથી બીજા ભાઇઓને જાણ થવા દીધી નહિ. ઉપરથી તો ખૂબ મળતું રાખ્યું પણ અંદરના વિચારોથી તે જૂના કલ્પિત ધર્મથી અલિપ્ત રહેવા લાગ્યા.

## શ્રી કેશરા મુખીનો શારીરિક બાંધો, પહેરવેશ તેમજ કચ્છ રાજ્યના ભાયાતી રાજ્યમાં પ્રશંસાની સારી (છાપ) નામના

શ્રી કેશરા મુખીનો શારીરિક બાંધો બહુ જ મજબૂત, કદાવર. લગભગ સાડાચાર હાથની ઊંચાઇનો, ભરાવદાર, ગોરોવર્ણ, મોઢા ઉપરે અકડેદાર મૂછના વટ સાથે બહુ જ દેખાવડા હતા. કેશરા મુખીના હાથના પોંચાની આંગળીઓ પોતાના ઘૂંટણથી ચાર તસુ નીચે રહેતી એટલે કે તેઓ આજાનબાહુ પુરુષ હતા. કપડાં પહેરવાના નાનપણથી જ બહુ શોખીન હતા. નાનપણથી જ સફેદ કપડાં પહેરવાની તેમજ સ્વચ્છતા જાળવવાની ઘણીજ ચાલાકી રાખતા. પહેરવેશમાં પોતે સ્વચ્છ, સફેદ, ઝીણું અને ઘટ્ટ કાપડનું ધોતિયું પહેરતા. ઉપર સ્વચ્છ સફેદ કાપડનું અંગરખું પહેરતા. માથા ઉપર કયારેક લાલરંગની ચાંચવાળી(વાગ્રિયાશાહી) પાઘડી પહેરતા. શ્રી કેશરા મુખીનો શ્રી રોહાજાગીરના દરબાર શ્રી વિજયરાજજી બાવા સાથે ખૂબ સારો સંબંધ હોવાથી રોહાજાગીરના તે વખતના દરબારશ્રીએ ચાંદીની મૂઠવાળી બે હાથ લાંબી શિરોહીની તેજદાર તલવાર શ્રી કેશરા મુખીને ભેટ તરીકે આપી હતી અને સાથે શરત કરેલી કે "મુખી. તમો જ્યારે જ્યારે કચ્છ રાજ્યના નાનામોટા ભાયાતી રાજ્યમાં તેમજ ભૂજમાં શ્રી હજૂર સાહેબની ખાસ મુલાકાતે જાઓ ત્યારે અમોએ આપેલી ભેટ સાથે રાખવી." એટલે શ્રી કેશરા મુખી જ્યારે જ્યારે કચ્છ રાજ્યના નાના મોટા ભાયાતી રાજ્યમાં તેમજ ખુદ મહારાવશ્રીને મળવા જતા ત્યારે રાજ્યના ભાયાતીઓમાં શોભે એવો

પહેરવેશ પહેરી હાથમાં ભેટ આપેલી તલવાર રાખતા અને માથા ઉપર પાંમડી કાપડની ભૂજશાહી પાઘડી પહેરતા અને કમરે સફેદ પછેડીની રાજ્યમાં શોભે એવી રીતે ભેટ બાંધતા. ખંભા ઉપર સફેદ સુંદર ઘટ્ટ કાપડની સોનેરી કિનારવાળી પછેડી આડ સોડે રાખતા અને પગમાં રાજ્યમાં શોભે એવી મોજડી પહેરતા. શ્રી કેશરા મુખી રાજ્યના ભાયાતીઓમાં ભળી જાય તેવા પહેરવેશના બહુ જ શોખીન હતા. જ્યારે જ્યારે નાતનાં તથા ગામનાં વ્યાવહારિક કામે જતા ત્યારે રાખેતા મુજબના પોશાકમાં સફેદ ઝીણું બારીક ઘટ્ટ કાપડનું લાંબું ધોતિયું, અંગરખું, માથા ઉપર ક્યારેક સફેદ કાપડની પાઘડી તો ક્યારેક લાલ ચાંચવાળી વાણિયાશાહી પાઘડી પહેરતા અને ખભા ઉપર સુંદર સફેદ પછેડી આડસોડે રાખતા. પગમાં હંમેશની જેમ રાજાશાહી મોજડી પહેરતા.

## શ્રી કેશરા મુખીના બાપદાદાનો વ્યવહાર અને ઘરમાં રિદ્ધિ સિદ્ધિ

શ્રી કેશરા મુખીના બાપદાદાના વખતની ઘરની જાહોજલાલી એક શ્રીમંતને શરમાવે તેવી શોભાયુક્ત હતી. તેથી ઘરમાં રિદ્ધિસિદ્ધિના પ્રતાપે શ્રી લક્ષ્મીજીએ શ્રી તેજા મુખીના ઘરમાં સ્વતંત્રપણે વાસ કર્યો હતો. સાથે સાથે કીર્તિ, યશ, દાન, સત્યતા સાથે સદાચારયુક્ત સદ્‌ગુણોએ વાસ કર્યો હતો. ખેતીવાડીમાં સારી એવી પેદાશ થતી જેને કારણે ખેતીના તેમજ ઘરના કામકાજ માટે વરસોંદિયાનો વાસ કાયમ રહેતો. ઘરમાં દૂઝણાં ગાયભેંસોની વધારે સંખ્યા હોવાથી ઘરમાં ઘી, દૂધ, દહીં, છાશ વગેરેની પૂરતી છત હતી અને ગાયોની દેખભાળ તેમજ ઢોરોના પાલન માટે ખાસ માણસો રાખેલ હતા. વાડીમાં ખેતીના કામ માટે બાર ખેડવાણ હાથી જેવા પુષ્ટ અને બળવાન બળદો રાખતા.

શ્રી તેજા મુખી તો ખેતીવાડીની સારી પેદાશ પ્રમાણે ઘરનો ખર્ચ પણ ખર્ચાળ હતો. શ્રી તેજા મુખીની તે વખતની વાડી તેજાણ-વાડીના નામથી ઓળખાતી અને હાલમાં પણ તે વાડી તેજાણ

વાડીના નામથી ઓળખાય છે. શ્રી તેજા મુખીના ઘરમાં ક્ષત્રિયોને શોભે એવાં રજવાડી હથિયારોમાં ગેંડની ઢાલો, તલવારો, બંદૂકો, તેમજ તેજદાર ભાલાઓને ઘરમાં રાખવાનો અને વખત આવે તેવાં હથિયારોનો ઉપયોગ કરવાનો શ્રી તેજા મુખીનો બાપદાદાનો શોખ હતો. તેથી રજવાડી હથિયારો ઘરમાં પહેલેથી રખાતાં. શ્રી તેજા મુખીનાં ધર્મપત્ની સ્વભાવે ઘણાં જ દયાળુ હોવાથી સગાં તથા કુટુંબીજનોને અનાજ તેમજ આર્થિક સહાયથી સંતોષ આપતાં. ઉપરાંત ગામમાં કોઈપણ અભ્યાગત, ભટ્ટ, બ્રાહ્મણ, સાધુ, બાવા આદિ આવે તો તેઓને જમવા માટે સીધાં સામાનનો યોગ્ય બંદોબસ્ત શ્રી કેશરા મુખીના પિતાશ્રી તેજા મુખીના ઘેરથી થતો. નાગાંને વસ્ત્ર અને ભૂખ્યાંને અન્ન આપનાર એક દાતાર તરીકે શ્રી તેજા મુખીના ઘરની ગામમાં સારી એવી નામના હતી. ગામડે તેમજ વાડીએ જવા આવવા માટે વાહનમાં તાજાણુ જેવી તીખી કદાવર ઘોડી રાખતા.

**પ્રિય વાંચકો હવે ચાલુ પ્રસંગ પર :–** શ્રી કેશરા મુખીના ચાલુ પ્રસંગની વચ્ચે શ્રી કેશરા મુખીના જન્મ પહેલાંની તેમના પિતાશ્રી શ્રી તેજામુખીના ઘરની વ્યાવહારિક તેમજ આર્થિક સ્થિતિની આછી રૂપરેખાનો ખ્યાલ આપ્યો.

શ્રી કેશરા મુખી પોતાના માતા પિતાના સ્વભાવ પ્રમાણે જ દયાળુ, પરોપકારી, ગૌ બ્રાહ્મણના રક્ષક, શાન્ત અને ક્ષત્રિયોને શોભે તેવી શૂરવીરતાને લીધે સમયાનુસાર કડક પણ હતા. તેઓમાં રાજનીતિનાં ચાર અંગો શામ, દામ, ભેદ અને દંડની સારી સમજણ હતી અને સમયાનુસાર તેનો ઉપયોગ પણ કરતા. ઉપરાંત ભાગ્યે જ મનુષ્યોમાં હોય તેવી એક મહાન ઈશ્વરીય સિદ્ધિ પૂર્વજન્મની ઇશ્વરકૃપાથી શ્રી કેશરા મુખીને નાનપણથી જ વરેલી હતી.

પોતાને આંગણે આવેલ ભટ્ટ, બ્રાહ્મણ ગરીબ તેમજ અભ્યાગતને ગુપ્ત દાન તે આપતા. કોઈપણ ભિક્ષુક, યાચકને સમયાનુસાર નારાજ કરતા નહિ. કુદરતના દરેક સમયને માન આપી ગો, બ્રાહ્મણ, ગરીબની

વહારે ચડી તન, મન અને ધનથી તેની સેવા કરતા, તેમજ ગામમાં શ્રીમંત ગણાતા ગૃહસ્થો પાસેથી પણ સમયાનુસાર સેવા કરાવતા. શ્રી લક્ષ્મી માતાજીની બાપદાદાથી મહેર હોવાથી ખેતીવાડીની આવકમાં ગામમાં સૌથી મોખરે રહેતા. ગામના એક અતિ સુખી ઘર તરીકે શ્રી મુખીના ઘરની ગણના થાતી. સદ્ભાગી લક્ષ્મીને લીધે કોઈપણ કાર્યમાં લાંચરૂશ્વતની લાલચમાં કોઈપણ મનુષ્ય તેમને લોભાવી શકતું નહિ. ગામમાં શ્રી કેશરા મુખીની કડકાઈની છાપથી કોઈપણ મનુષ્ય લાંચરૂશ્વતના ફંદામાં ફસાતું નહિ. એટલે ગામમાં લાંચરૂશ્વતનાં લક્ષણોનો તે વખતે અંશ પણ જણાતો નહિ. ગામમાં આવતા કોઈપણ સાધુ સંન્યાસી તેમજ ભૂખ્યા દુઃખિયા માણસ શ્રીકેશરા મુખીની નામના સાંભળી તેમના ઘરની ભાળ કાઢતા આવતા. એટલે શ્રી કેશરા મુખીની સૂચનાનુસાર તેમને સંતોષ અપાતો. એટલે તે વખતે ગામમાં તેમજ આજુબાજુનાં ગામડાંઓમાં ગરીબો તથા દુઃખીજનો શ્રી કેશરા-મુખીને "શ્રી કેશરા પરમેશ્વરા" એ નામથી સંબોધતા. છતાં પણ શ્રી કેશરામુખી પોતાના મનમાં સત્તા તેમજ શ્રીમંતાઈનું જરાપણ અભિમાન રાખતા નહિ. તેઓ સમજતા હતા કે આપણને ઇશ્વરે જે કાંઇ શકિત આપી છે તે શકિત ઈશ્વરની જ છે અને તે પરોપકાર માટે વાપરવા માટે ઇશ્વરે મને એક નિમિત્ત જ બનાવ્યો છે. તેમાં મારું કાંઈપણ નથી. એવું ડગલેને પગલે સમજતા હતા. દરેક મનુષ્યને ઇશ્વર ધનની સંપત્તિ આપે છે પણ મનુષ્ય હંમેશાં તેનો સદ્ઉપયોગ કરી શકતો નથી પણ ઉપભોગમાં વાપરે છે એટલે મનુષ્ય દુઃખી થાય છે. મનુષ્યોમાંથી ભાગ્યે જ કોઇ મનુષ્ય નિરાભિમાની થઇ ધનનો સદ્ઉપયોગ કરે છે. બધા માણસો અન્ન, ધન, આબરૂમાં જ સુખ માણે છે.

હવે એક વખત એવું બન્યું કે શ્રીકેશરા મુખીને રાજ્યના કોઇ કારણસર સલાહ સૂચન માટે શ્રી રોહાજાગીરના દરબારશ્રીએ બોલાવ્યા. ભાયાતી રાજ્યના દરબારોના આમંત્રણને માન આપી શ્રીમુખીએ રોહા જવા તૈયારી કરવા માટે ઘરમાંથી પોતાનો રજવાડી પોષાક મંગાવ્યો. પોતે પહેરવેશના ઘણા જ શોખીન હતા. પહેરવેશમાં ધોતિયાને બદલે બ્રીચીઝ એટલે

કે સાંકડા પાંયચાવાળો રજવાડામાં શોભે એવો સુરવાળ, ઉપર રજવાડી કોટ અને માથા ઉપર કચ્છની કલાદાર ભૂજશાહી દરબારી ઢબની પાંબડીની પાઘડી પહેરી લીધી અને રસ્તે ચાલતાં ઘોડીના પવનવેગી વેગમાં હવામાં આંચ ન આવે તેની સંભાળની ખાતર લાલમઘરાશી કાપડની એક વેંત પહોળી સુંદર હીરના ભરતમાં આભલાઓથી ગૂંથેલી અને લગભગ બે હાથ જેટલી લાંબી પટ્ટીથી દાઢી નીચેથી લઈને પાઘડીને ઉપરથી બાંધીને ગાંઠ વાળીને બંને બાજુ છોગલાંઓની જેમ લટકતા છેડા મૂકતા અને ખભા ઉપર સફેદ અને સોનેરી કોરવાળી પછેડીને આડસોડે નાખેલી અને કમરે સફેદ ઘૂંટણ સુધી લાંબી સોનેરી કિનારવાળી ભરાવદાર સુશોભિત સફેદપછેડી બાંધેલી, અને હાથમાં ચાંદીની સફેદ મૂઠવાળી શિરોહીની બે હાથ લાંબી સુશોભિત તેજદાર તલવાર (જે રોહાજાગીર તરફથી સપ્રેમ ભેટ મળેલી હતી તે) અને મોઢા ઉપર મૂછનો અકડેદાર વટ, અને પગમાં રજવાડી ઢબની મારવાડી મોજડી અને હાથમાં સોનાનાં વેઢ અને વીંટીઓ પહેરેલી. એવી શારીરિક શોભાયુકત પહેરવેશ ધારણ કરી વાડીએથી પોતાની ઘોડી મંગાવી. તેની ઉપર સુશોભિત સાજથી સજ્જ કરી ઘોડીના મોઢામાં સુશોભિત ચોકડું અને હીરથી ગૂંથેલી રંગબેરંગી ફૂમતવાળી વાઘ, તેમજ હાથમાં હીરના ફૂમતાવાળી નેતરની છડી એવી શોભાએ યુકત પોતાની તાજણ જેવી તીખી અને કદાવર અને તેજદાર સફેદ બગલાની પંખ જેવી ભરાવદાર રોજી ઘોડીએ સ્વાર થઈને ગામશ્રી નેત્રાથી રોહજાગીરના રસ્તે આકાશમાંથી ખરતા તારાની જેમ પવન વેગી ઘોડીએ મારતે મજલે પંથ કાપવા ઘોડી પરવરી. ઘડીકમાં એક ગામથી બીજે ગામ એમ રસ્તામાં આવતાં ગામડાંનાં પાદરોને આંખના પલકારાની જેમ પસાર કરતી ગણ્યા ગાંઠ્યા વખતમાં જ ઘોડી શ્રી રોહાજાગીરના દરબાર ગઢના પટાંગણમાં પ્રવેશી. રોજી ઘોડી રણકારાનો અવાજ કરવા હણહણવા લાગી. કેશરામુખીના આગમનની શ્રી રોહાજાગીરના દરબાર-શ્રીને ખબર આપવામાં આવી કે તરતજ શ્રી મુખીની રોજી ઘોડીની માવજત કરવા દરબારશ્રીના અશ્વપાળની ખાસ દેખરેખની નીચે ઘોડીને રાખવામાં આવી. શ્રી કેશરા મુખીને માટે રાજ્યના ભાયાતી દરબારોની

જેમ માનકારી ઉતારાની ખાસ સગવડ કરવામાં આવી. નહાવા માટે ગરમ પાણીની સગવડ તેમજ ભોજન બનાવવા માટે રાજ્ય તરફથી ખાસ ઉચ્ચ કોટીના બ્રાહ્મણનો બંદોબસ્ત કરવામાં આવ્યો. શ્રી કેશરામુખીએ નાહી ધોઇ ભોજન લીધા પછી આરામ લીધો. શાન્તિથી આરામ લીધા પછી મુખમંજન કર્યા બાદ કેશરી મસાલાવાળા દૂધ સાથે નાસ્તો પાણી લીધાં. પછી મુખવાસ લીધો. થોડીવારે દરબારગઢમાં શ્રી રોહાજાગીરના માનવંતા દરબારશ્રીની આજ્ઞાથી પધારેલા રાજ્યના ભાયાતી દરબારો તેમજ રાજ્યના નિમંત્રિત માનવંતા મહેમાનો તેમજ રાજ્યના માનકારી આગેવાન અમલદારોને શ્રી દરબારશ્રીના સાંનિધ્યમાં ઉપસ્થિત થવા આદેશ આપવામાં આવ્યો. તેથી રાજ્યના માનકારી ભાયાતી દરબારો, તેમજ રાજ્યના નિમંત્રિત મહેમાનો, તેમજ રાજ્યના માનકારી આગેવાન અમલદારો એમ બધા શ્રી દરબારશ્રીના સાંનિધ્યમાં ઉપસ્થિત થવા દરબારગઢમાં પધાર્યા. શ્રી દરબારશ્રીને રાજ્યની રીત મુજબ મુજરો સલામ કરી જેમ જેને ઘટે તેવી રીતની બેઠકોની ગોઠવણીમાં સૌ સૌની જગાએ (બેઠકે) બેસી ગયા.

શ્રી રોહાજાગીર દરબારશ્રીએ રાજ્યમાંની કેટલીક અગત્યની ચર્ચાઓ કરવા ઉપર મુજબ મહેમાનોને માનભરી રીતે બોલાવ્યા હતા.

તેમાં ચર્ચાનો વિષય એ હતો કે કચ્છમાં તે વખતે ઉપરા ઉપરી બે વરસ બહુ જ નબળાં વર્ષ ગયાં હોવાથી ભૂજથી શ્રી હજૂર સાહેબના ફરમાનથી રોહાજાગીરના શ્રીદરબારશ્રીના સાંનિધ્યમાં રાજ્યના માનકારી ભાયાતો તેમજ અગ્રેસર બુદ્ધિશાળી આગેવાન અમલદારો, તેમજ બુદ્ધિશાળી અગ્રેસર ભાઇઓની એક મિટિંગ બોલાવી રાજ્યમાં વર્તતા કઠણ કાળમાં મૂંગાં પશુઓ તેમજ ગરીબો માટે રાહતકામો ખોલી રોજી, આપવા અનાજ તેમજ ઘાસચારાનો બંદોબસ્ત કરવા તાલુકાઓમાંના અગ્રેસર ભાઇઓની એક સમિતિ નિમી. તેમાં સર્વ પ્રકારે રાહત માટેનો રાજ્ય તરફથી બંદોબસ્ત કરવો, આ બાબતની ચર્ચા-વિચારણા કરવા માટે ખાસ મિટિંગ બોલવવામાં આવી હતી. અને તે બાબતની ચર્ચા-વિચારણાને અંતે કચ્છમાં તાલુકાવાર સમિતિ નિમવી અને તેથી સમિતિના

તાલુકાવાર એક પ્રમુખની વરણી કરવી એવું નક્કી થયું. નખત્રાણા તાલુકાની સમિતિના પ્રમુખ તરીકે રાજ્ય તરફથી શ્રી કેશરામુખીની વરણી કરવામાં આવી હતી. દરેક સમિતિ કુલ ૨૧ સભ્યોની હતી અને દરેક સમિતિ માટે એક પ્રમુખની વરણી કરવામાં આવી હતી. હવે કચ્છ રાજ્યમાં વર્તતા કઠણકાળને પહોંચી વળવા માટે ખૂબ ખૂબ ચર્ચા વિચારણા કરવામાં આવી અને ચર્ચા વિચારણાને અંતે તાલુકાવાર સમિતિ રચીને તેના ઉપર પ્રમુખની વરણી કરવી એવો ઠરાવ સર્વાનુમતે પસાર કરી તેની એક કોપી ભૂજમાં શ્રી હજુર સાહેબને મોકલી આપી.

## હવે ચાલુ પ્રસંગ પર

ભૂજમાં શ્રી હજૂર સાહેબને રોહાજાગીરમાં મળેલી મિટિંગનો અહેવાલ મળતાં શ્રી હજૂર સાહેબના ફરમાનથી કચ્છના અસરગ્રસ્ત વિસ્તારોમાં મૂંગાં જાનવરોને ઘાસ અને ગરીબોને રોજી મળે તેવો રાજ્ય તરફથી બંદોસ્ત ગોઠવાયો. શ્રીમંત સદગૃહસ્થો તરફથી પણ બંદોબસ્ત કરવામાં આવ્યો. આ રીતે નબળા વર્ષમાં ગરીબો અને મૂંગાં જાનવરોને કઠણ કાળ પાર ઉતારાયાં.

આ કઠણ કાળ દરમિયાન શ્રીકેશરા મુખીએ રાહતકાર્યોમાં તન, મન, અને ધનથી પોતાનાથી બનતી બધી જ સેવા કરી. એટલું જ નહીં આવા કઠણ કાળમાં શ્રીમંતો પાસે પણ સેવા કરાવી. આ કારણે કચ્છમાં ભાયાતી નાના મોટા રાજ્યમાં તથા ખુદ શ્રીહજૂર સાહેબ પાસે શ્રીકેશરા મુખીની એટલી સુંદર છાપ પડી કે એ બધી જગ્યાએ શ્રીકેશરા મુખીને માન મળવા લાગ્યું અને તેમનો મરતબો વધ્યો.

હવે શ્રીકેશરા મુખીએ ધર્મ બાબતમાં સુધારા કરવા બાબતે પોતાનું ધ્યાન દોર્યું. તેમણે પોતાના સાથીદારોના સંગઠનના સંખ્યા-બળે પોતાના જ્ઞાતિબંધુઓને જૂના કલ્પિત ધર્મથી મુક્ત કરવા ઝુંબેશની ઝડીઓ વરસાવવા માંડી. આ કારણે જૂના કલ્પિત ધર્મવાળા ભાઈઓ સાવચેત રહેવા લાગ્યા. જૂના કલ્પિત ધર્મની વિરુદ્ધની ઝુંબેશમાં પ્રથમ ભાગ લેનાર ભાઈઓનાં નામ નીચે પ્રમાણે છે :

(૧) ગામ શ્રી નેત્રાવાળા શ્રીકેશરા મુખી સાંખલા પોતે.

(૨) ગામ શ્રી નેત્રાવાળા શ્રી નાથા કરમશી સાંખલા જેઓ શ્રીકેશરા મુખીના નજીકના કુટુંબી ભાઇ થતા હતા.

(૩) શ્રીનેત્રાવાળા શ્રી વસ્તા લખુ વાસાણી કે જેમણે પાછળથી સંવત ૧૯૦૧માં રવાપર ગામનું તોરણ બાંધી રવાપર ગામ વસાવ્યું.

(૪) શ્રીઝડાનીવાળા શ્રી નાંઇયા કરશન ગોગારી.

(૫) શ્રી અંગિયાવાળા શ્રી અખજી કરશન ભગત. પાંચ પાંડવા જેવા નીડર અને ધર્મવીર આ ભાઈઓએ તે વખતે ચાલતા જૂના કલ્પિત ધર્મનો મનથી ત્યાગ કરી સાચા સદ્‌ગુરુના શરણે જવાનો નિર્ધાર કર્યો.

## શ્રીકેશરા મુખી તથા તેમના સાથીદારોના ધર્મમાં પરિવર્તન અને સમાજમાં સુધારો

સ્વામીનારાયણ સાધુઓ સાથે સંપર્ક
VSAK: 26-Mar-1805

આ અરસામાં એક બનાવ બન્યો. સંવત ૧૮૬૧ના ફાગણ વદ ૧૧ના દિવસે બપોર પછી ચારના સુમારે શ્રીકેશરા મુખીના કુટુંબી ભાઈ શ્રી નાથા કરમશી ખેતીનાં ઓજારો બનાવડાવવા વાડીએથી આવી ગામ શ્રી નેત્રામાં રહેતા શ્રી શિવજી સુથારની કોઢે (દુકાને) ગયા. તે વખતે ત્યાં અચાનક બે સ્વામિનારાયણ સંત પુરુષો મુક્તાનંદ સ્વામી તથા સ્વરૂપાનંદ સ્વામી શિવજીભાઈની પૂછપરછ કરતા કરતા આવ્યા. શિવજીભાઇએ પોતાને ત્યાં અચાનક પધારેલા સંત મહાત્માઓને સારું માન આપ્યું અને કોઢમાં યોગ્ય ઉતારો કરી આપ્યો. સંતોની સેવા કરતાં એમણે સંતો માટે ચોખ્ખા પાણીની અને એકાદશી હોવાથી ફલાહારની વ્યવસ્થા કરી આપી. પોતાને એકાદશીનો ઉપવાસ હોવાથી સંતોએ કોઈપણ વસ્તુ લેવાની ના પાડી. પછી શિવજી સુથાર અને શ્રીનાથા કરમશી સંત મહાત્માઓની સામે જ્ઞાનબોધ સાંભળવા બેઠા. સંત મહાત્માનાં દર્શન થતાંની સાથે જ શ્રીનાથા કરમશીના હૃદયમાં પલટો આવ્યો. એટલે તેમને સંતોનો ઘણો જ ગુણ આવવા લાગ્યો. જ્ઞાન-બોધની વાતો સાંભળી તેમના જીવાત્માને અનેરો આનંદ થયો. થોડીકવાર

૧૫

બેસી શ્રીનાથા કરમશીએ પોતાના ખેતીના કામે જવાની રજા માગી અને સંતોને કહ્યું : " અમો અમારા ભાઈઓને લઈને સાંજના અગર વાળુ કર્યા પછી આપનાં દર્શન કરવા તથા આપનો બોધ સાંભળવા આવીશું. એટલે આપ રોકાઈ જાવ એવી અમારી વિનંતી છે. " આ સાંભળી મહાત્માઓ બોલ્યા : " આજે તો એકાદશી છે એટલે જાગરણ કરી ભગવાનનું ભજન કરીશું. માટે તમે ખુશીથી આવજો. "

શ્રીનાથા મુખી ઉપર મુજબની ગોઠવણ કરીને વાડીએ આવ્યા. સંત મહાત્માઓના નાનકડા પરિચયથી શ્રીનાથા મુખીને અંતરની ઊછળતી ઊર્મિઓનો અનેરો આનંદ મળવા લાગ્યો. શ્રીનાથા મુખીને મનમાં થયું કે આ વાતની મારા મોટાભાઇ શ્રીકેશરા મુખીને જાણ કરી હોય તો ઠીક. એટલે તેઓ સાંજે વાડીએથી વહેલાં ઘેર આવીને શ્રીકેશરા મુખીને મળ્યા અને દિવસ દરમિયાન સંત મહાત્માઓનો જે રીતે પરિચય થયો હતો અને તેનો જે પ્રભાવ પડયો હતો તે સઘળી વાતથી તેમને વાકેફ કર્યા. બંને ભાઇઓ રાત્રે વાળુપાણી કર્યા પછી તરત જ શ્રી શિવજી સુથારને ઘેર ગયા. શ્રીકેશરા મુખી પોતાને ઘેર આવ્યા જાણીને શ્રી શિવજીભાઇ તેમને પૂરા માનભેર પેલા સંત મહાત્માઓ પાસે લઈ ગયા. બંને ભાઇઓએ પ્રેમથી સંતોનાં દર્શન કર્યાં અને તેમને પગે લાગી તેમનાં ચરણો પાસે બેઠા. બંને ભાઈઓને આવેલા જોઈ સંતો બહુ રાજી થયા. શ્રી શિવજીભાઈએ શ્રી કેશરા મુખીનો સવિસ્તાર પરિચય આપ્યો. એ સાંભળી સંતો બહુ રાજી થયા અને એકબીજાના પરસ્પર કુશળ સમાચાર પૂછયા.

શ્રીકેશરા મુખીએ ત્યારબાદ હાથ જોડી વિનંતી પૂર્વક પૂછયું : "મહાત્માઓ, આપ કયા દેશમાંથી આવો છો ? આપ કયા સંપ્રદાયના કયા ગુરુના શિષ્ય છો ? " આ સાંભળી મહાત્માઓ બોલ્યા : " અમે પહેલાં અમારી ગુરુ પરંપરા કહીએ તે સાંભળો :

" અમારા હાલના ગુરુ શ્રી સહજાનંદ સ્વામી છે. તેમનો જન્મ (પ્રાદુર્ભાવ) હિન્દુસ્તાનના ઉત્તર પ્રદેશના કોશલ દેશમાં અયોધ્યા નજીક

આવેલા છપૈયા નામે એક ગામડામાં થયો છે. તેઓનું બ્રાહ્મણકુળ ઉચ્ચ કોટીનું છે. શ્રી સરવરિયા સામવેદી બ્રાહ્મણ કે જેમનું સાવર્ણિ ગોત્ર છે અને કૌસ્તમી શાખા છે એવા અમારા ગુરુના પિતાશ્રીનું શુભ નામ પાંડે શ્રી બાળ શર્મા ઉર્ફે શ્રી ધર્મદેવ છે અને અમારા ગુરુનાં માતુશ્રીનું નામ શ્રીમૂર્તિદેવી ઉર્ફે ભક્તિદેવી છે. આ માતા થકી ગુજરાતી આષાઢી વર્ષ પ્રમાણે સંવત ૧૮૩૭ના ચૈત્ર સુદ ૯ના શુભદિને અમારા ગુરુ શ્રી સહજાનંદ સ્વામીનો જન્મ (પ્રાદુર્ભાવ) થયો છે. અમારા ગુરુનું નાનપણનું નામ શ્રી ઘનશ્યામ હતું. શ્રી ઘનશ્યામના પિતા શ્રી ધર્મદેવ વેદ, ઉપનિષદ, સ્મૃતિ, પુરાણ આદિ શત શાસ્ત્રોના પ્રખર વિદ્વાન હોવાથી પોતાના પુત્રને પાંચમા વર્ષથી જ વિદ્યાભ્યાસ શરૂ કરાવ્યો. આઠમા વર્ષે વેદોક્ત શાસ્ત્ર વિધિથી જનોઇ (યજ્ઞોપવિત) ધારણ કરાવાઇ. અગિયાર વર્ષની ઉંમર દરમિયાન તો શ્રીધર્મદેવે પોતાના પુત્રને ચાર વેદ, ઉપનિષદ, પુરાણ, સ્મૃતિ, ગીતા, ભાગવતાદિ શત શાસ્ત્રો અને મહાભારતાદિ ઇતિહાસગ્રંથોનો અભ્યાસ પૂરો કરાવી દીધો હતો. હવે શ્રી ઘનશ્યામે પોતાનાં માતાપિતા ધર્મ અને ભક્તિને પોતાના ખરા સ્વરૂપનું જ્ઞાન કરાવીને સિદ્ધગતિ પમાડયાં.

"સંવત ૧૮૪૮ના અષાઢ સુદ ૧૦ ના રોજ ૧૧ વર્ષની નાની ઉંમરે તીવ્ર વૈરાગ્યને કારણે શ્રીઘનશ્યામે ઘર અને સ્વદેશનો ત્યાગ કર્યો અને અયોધ્યાની સરજુ (સરયૂ) નદી ઓળંગીને ઉત્તર દિશા તરફ હિમાલય પર્વતના અઘોર વનમાં તપશ્ચર્યા કરવા એકલા જ ચાલી નીકળ્યા. એક કૌપીન સિવાય ઉઘાડે શરીરે હિમાલયના ઠંડા પ્રદેશના અઘોર વનની ગુફાઓમાં અથાગ તપશ્ચર્યા કરીને તથા ભારતનાં તમામ નાનાં મોટાં તીર્થોનું તીર્થાટન કરીને સંવત ૧૮૫૬ના શ્રાવણ વદ ૬ (રાંધણ છઠ્ઠ) ના દિવસે ૭ વર્ષ ૧ માસ અને ૧૧ દિવસની મહાન તપશ્ચર્યા બાદ તેઓ કાઠિયાવાડના માંગરોળ બંદર નજીક આવેલા લોજ ગામે પધાર્યા. આ વખતે તીવ્ર તપશ્ચર્યાને કારણે શરીરની ચામડી ચોંટી જવાથી તેઓ સાવ હાડપિંજર જેવા થઈ ગયા હતા. શરીર કૃશ પડી ગયું હતું. શરીરની તમામ નાડીઓ ખુલ્લી દેખાતી હતી. લોજ ગામમાં શ્રી રામાનંદ સ્વામીનો મઠ હતો. તેના મોટા મહંત મુકતાનંદ નામે સાધુ હતા.

તેમના ગુરુ શ્રી રામાનંદ સ્વામી ઉદ્ધવજીનો અવતાર ગણાતા હતા. શ્રી રામાનંદ સ્વામીએ શ્રીરામાનુજાચાર્ય પાસેથી ભાગવતી દીક્ષા ધારણ કરી હતી. તે જમાનામાં આદ્ય જગત્ગુરુ શ્રી શંકરાચાર્ય માન્ય ચાર સંપ્રદાયો ચાલતા હતા. આ ચાર સંપ્રદાયોમાં પ્રથમ રામાનુજાચાર્યનો સંપ્રદાય હતો. બીજો શ્રી વલ્લભાચાર્યનો, ત્રીજો શ્રી માધવાચાર્યનો અને ચોથો સંપ્રદાય નિંબાર્ક સંપ્રદાય હતો. આ ચારે ય સંપ્રદાય જગત્ગુરુ શંકરાચાર્ય અને સરકાર માન્ય હતા. રામાનુજાચાર્ય સંપ્રદાયના પટ્ટ શિષ્ય શ્રી રામાનંદ સ્વામીએ ઉદ્ધવજીના અવતારને કારણે રામનુજાચાર્ય સંપ્રદાયની એક શાખારૂપ ઉદ્ધવી સંપ્રદાય ચલાવ્યો. અમારા ગુરુના ગુરુ શ્રી રામાનંદ સ્વામીએ કાઠિયાવાડમાં આવેલા જેતપુર ગામે સંપ્રદાયની ગાદી સોંપી. અમારા ગુરુ નીલકંઠવર્ણી નામથી ઓળખાતા. તેમને શ્રી નારાયણમુનિ અને શ્રી સહજાનંદ સ્વામી એમ બે નામો આપી સંપ્રદાયની તમામ સત્તાની લગામ તેમના હાથમાં સોંપી. શ્રી રામાનંદ સ્વામી સંવત ૧૮૫૮માં સ્વધામ પધારી ગયા. ત્યારબાદ શ્રી સહજાનંદ સ્વામીએ પોતાના શિષ્યોને સ્ત્રી–ધનના ત્યાગી બનાવ્યા અને પાંચ પાંચનાં મંડળો બનાવી કચ્છ, કાઠિયાવાડ, અને ગુજરાતનાં ગામડાંમાં મોકલ્યા. તેઓ મુમુક્ષુ તેમજ પામર જીવોને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભગવાનના માહાત્મ્યનો ઉપદેશ કરે છે. નવધા ભક્તિરૂપી શુદ્ધ સનાતન ધર્મસમા ભાગવત ધર્મનું જ્ઞાન ફેલાવી જીવાત્માઓને ભગવાન સન્મુખ કરવાનું ઈશ્વરકાર્ય કરે છે. અમારા ગુરુ શ્રી સહજાનંદ સ્વામી શ્રી સ્વામિનારાયણ ભગવાન તરીકે પણ ઓળખાય છે. અમે તેમના શિષ્યો છીએ અને સ્ત્રી–ધનના ત્યાગી સાધુઓ છીએ. અમે શ્રુતિ એટલે કે વેદ અને સ્મૃતિઓએ પ્રતિપાદિત કરેલા સદાચાર ધર્મનું પાલન કરીએ છીએ અને કરાવીએ છીએ. હાલ અમે કાઠિયાવાડ દેશથી આવીએ છીએ અને ધર્મનો ઉપદેશ કરીએ છીએ.” આમ એ સંત મહાત્માઓએ ઘણી વાતો કરી.

મહાત્માઓની વાતો પૂરા ધ્યાનથી સાંભળ્યા પછી કેશરા મુખીએ મુકતાનંદ સ્વામીને પૂછ્યું :

"આપ સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુઓ છો અને ભગવાન સ્વામિનારાયણ હાલ પૃથ્વી ઉપર વિચરે છે એમ આપની વાત પરથી સમજાય છે. પણ મને મનમાં સંશય ઊભો થયો છે. શાસ્ત્રોમાં કહ્યું છે કે કલિયુગમાં ભગવાનનો અવતાર થશે નહીં. તો હવે અમારે આપની વાતનું શું સમજવું ?"

કેશરા મુખીના સંશયની વાત સાંભળી મુક્તાનંદ સ્વામીએ તેમનો સંશય દૂર કરવા કહ્યું :

"'કોઈ શાસ્ત્રમાં એવું લખ્યું નથી કે કલિયુગમાં ભગવાનનો અવતાર થશે નહીં. ગીતાજીમાં તો શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે

'यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ।।

"હે અર્જુન, જ્યારે જ્યારે ધર્મની પડતી થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે હું અવતાર ધારણ કરું છું."

કેશરા મુખીએ આ સાંભળ્યું પણ તેમના મનનો સંશય ટળ્યો નહીં. તેમણે નવો પ્રશ્ન પૂછ્યો :

"આપે કહ્યું એ તો ઠીક જ છે. પણ અત્યાર સુધી ભગવાનના જે અવતારો થયા એની આગાહી રૂપે શાસ્ત્રોમાં લખાણ વર્ણવેલ છે. ભગવાન સ્વામિનારાયણનો અવતાર થશે એવો કોઈ શાસ્ત્રમાં ઉલ્લેખ છે ?"

આ પ્રશ્નનો જવાબ આપતાં મુક્તાનંદ સ્વામીએ કહ્યું :

"પરમાત્મા સ્વતંત્ર છે. તેની મરજી હોય ત્યારે તે અવતાર ધારણ કરે છે. શાસ્ત્રોમાં તેનો ઉલ્લેખ હોવો જરૂરી નથી. તેમ છતાં વ્યાસજીએ તેમનાં શાસ્ત્રોમાં ભગવાન સ્વામિનારાયણ અવતાર ધારણ કરશે એવી ભવિષ્યવાણી ભાખી છે. સાંભળો–

दत्तात्रेयः कृतयुगे, त्रेतायां रघुनंदनः ।
द्वापरे वासुदेवः स्यात् कलौ स्वामी वृषात्मजः ।।

બ્રહ્માંડપુરાણ

એટલે કે સતયુગમાં દત્તાત્રય, ત્રેતાયુગમાં રામચન્દ્રજી, દ્વાપરયુગમાં વાસુદેવ એટલે કે ભગવાન શ્રીકૃષ્ણ અને કલિયુગમાં ભગવાન સ્વામિનારાયણ અવતાર લેશે.

પદ્મપુરાણમાં પણ ઉલ્લેખ છે :

पाखंड बहुले लोके स्वामिनाम्ना हरिः स्वयम ।
पापपंकनिमग्नं तज्जगदुद्धारयिष्यति ॥

એટલે કે જ્યારે લોકોમાં બહુ પાખંડ ફેલાશે ત્યારે સ્વામી નામે પૂર્ણ પુરુષોત્તમ સ્વયં શ્રી સ્વામિનારાયણ નામ ધારણ કરી પાપ રૂપી કાદવમાં ખૂંપી ગયેલાં જનોનો ઉદ્ધાર કરશે.

વળી વિશ્વકસેન સંહિતામાં જણાવ્યું છે કે

भूम्यां कृतावतारोऽयं सर्वानितान्जनानहम् ।
प्राप्ययिष्यामि वैकुंठं, सहजानंदनामतः ॥

એટલે કે "આ હું સહજાનંદ નામથી ભૂમિ પર અવતાર ધારણ કરીશ અને આ સર્વ લોકોને વૈકુંઠમાં મોકલી આપીશ."

ઉપરાંત વિષ્ણુધર્મોત્તરે કહ્યું છે કે

महाधर्मान्वये पुण्ये, नाम्ना पापविनाशके ।
हरिप्रसाद विप्रस्य स्वामिनाम्ना हरिः स्वयम् ॥

એટલે કે જેનું નામ લેવાથી પાપનો નાશ થાય છે એવો પવિત્ર અને મોટો જે ધર્મવંશ તેમાં હરિ પોતે સ્વામિનારાયણ નામથી હરિપ્રસાદ વિપ્રના ઘરમાં પુત્ર રૂપે પ્રગટ થશે.

ભગવાન શ્રી સ્વામિનારાયણ પૃથ્વી ઉપર પ્રગટ થશે એવી આગાહી સ્કંદપુરાણના વૈષ્ણવખંડમાં કરેલી છે. તેમાં કહ્યું છે કે

मयाकृष्णेन निहताः साऽर्जुनेन रणेषु ये ।
प्रवर्तयिष्यन्त्यसुरास्तेत्वंधर्मं यदा क्षितौ ॥

धर्मदेवात् तथा भक्तायाहं नारायणो मुनिः ।
जनिष्ये कोशल देशे, भूमौ हि सामगो द्विजः ॥

मुनिशापात् नृतां प्राप्तान् ऋषिनूतात् तथोद्धवम् ।
ततोऽविताऽसुरेजयोऽहं सद्धर्मं स्थापयन्नज ॥

ભગવાન વાસુદેવ બ્રહ્માજીને કહે છે કે "કૃષ્ણાવતારમાં અર્જુનની સાથે રહીને યુદ્ધમાં જે અસુરોને મેં માર્યા છે તે અસુરો જ્યારે પૃથ્વી ઉપર અધર્મ પ્રવર્તાવશે ત્યારે કોશલ દેશમાં ધર્મદેવ થકી ભક્તિ માતામાં સામવેદી બ્રાહ્મણ કુળમાં નારાયણ મુનિ નામે હું અવતાર લઈશ. અને દુર્વાસાના શાપથી મનુષ્યપણાને પામેલા ઋષિઓનું તથા ઉદ્ધવજીનું તે અસુરોથી રક્ષણ કરીશ. તથા સદ્ ધર્મની સ્થાપના પણ કરીશ."

તે જ નારાયણ મુનિ (શ્રી સ્વામિનારાયણ ભગવાન) કોશલ દેશમાં છપૈયા ગામે જ્યારે પ્રગટ થયા ત્યારે માતાપિતાએ તેમના બાળપણનું નામ ઘનશ્યામ રાખ્યું. વનવિચરણ પ્રસંગે નીલકંઠવર્ણી નામે પ્રસિદ્ધ થયા. ઉદ્ધવ અવતાર સમા સ્વામી રામાનંદથી જ્યારે દીક્ષા લીધી ત્યારે ગુરુએ તેમનાં સહજાનંદ સ્વામી અને નારાયણ મુનિ એમ બે નામ રાખ્યાં. પછી ભક્તો એમને સ્વામિનારાયણ નામથી ઓળખવા લાગ્યા.

આ બધા ઉલ્લેખો ઉપરથી સચોટ સિદ્ધ થાય છે કે ભગવાન વાસુદેવ પોતે જ સ્વામિનારાયણ નામે કોશલ દેશમાં અવતાર ધારણ કર્યો હતો.

મુક્તાનંદ સ્વામીએ શાસ્ત્રોના આધારે ટાંકીને કેશરા મુખીનો સંશય ટાળવાનો પ્રયત્ન કર્યો. પોતાના મનનું સમાધાન થતાં કેશરા મુખીએ મહાત્માઓને કહ્યું :

"હે મહાત્માઓ, આપની વાત સાંભળીને અમને પૂરો સંતોષ થયો છે. હવે આપ અમને પણ ભગવાન સ્વામિનારાયણના આશ્રિત બનાવો અને અમને આપના ગુરુનાં પવિત્ર દર્શન કરાવો."

કેશરા મુખીના અંતરની ઈચ્છા જાણી સંતોએ તેમને પૂછ્યું :

" હે ભક્તો, હાલમાં તમારા ગુરુ કોણ છે? તમે હાલ કયા દેવની ઉપાસના કરો છો ? "

આ સાંભળી બંને ભાઈઓ કંઈ બોલ્યા નહીં. પેલા સંતોએ એમને મૌન થયેલા જોઇને ફરીથી પૂછ્યું :

" હે ભક્તો, તમે કેમ મૌન થઇ ગયા છો ? "

ત્યારે કેશરા મુખી બોલ્યા :

" અમારા વડીલોએ ગુરુ કરવામાં ભૂલ કરી હતી. એ ભૂલની અમને જાણ થતાં અમે સાચા સદ્‌ગુરુની શોધમાં છીએ. અમારાં સદ્‌ભાગ્ય કે આજે અમને આપના જેવા સંતોના સમાગમનો લાભ મળ્યો અને તમારા થકી સાચા સદ્‌ગુરુનાં દર્શનનો લાભ પણ અમને મળશે. હવે આપ જ અમારા ઉપદેશક ગુરુ અને અમે આપના શિષ્યો. "

આટલું બોલ્યા પછી બંને ભાઈઓ હાથ જોડીને સંતોને પગે પડયા. સંતોએ ચોખ્ખું જળ મંગાવીને બંને ભાઇઓને પ્રથમ પાંચ વ્રત લેવડાવ્યાં. એ પાંચ વ્રત હતાં (૧) તન, મન, ધનથી પવિત્ર રહેવું, (૨) ચોરી ન કરવી (૩) વ્યભિચારથી દૂર રહેવું (૪) દારૂ-માંસ ન લેવાં અને (૫) વટલાવું નહિ તથા વટલાવવું નહિ.

ઉપરનાં પાંચેય વ્રતોનો સંતે અર્થ સમજાવ્યો. તેમણે કહ્યું કે અનંત જન્મો ધારણ કરવાને કારણે આ જીવે રજોગુણ અને તમોગુણથી ભરેલાં અનેક કાર્યો જાણ્યે અજાણ્યે કર્યાં હોય છે. એટલે હવેથી તન, મન અને ધન ભગવાનને અર્થે વાપરવાં જોઇએ. કોઈની વસ્તુ રજા વગર ચોરી છૂપીથી લેવી જોઇએ નહીં. અવેરી એટલે કે વ્યભિચારનો અર્થ એ છે કે કોઈપણ પર સ્ત્રી સાથે કયારેય સમાગમ કરવો નહીં. દારૂ અને માંસનું જાણ્યે-અજાણે પણ કયારેય સેવન કે ભક્ષણ કરવું નહીં. વટલાવું કે વટલાવવું નહીં એનો અર્થ એવો થાય છે કે જેના હાથનું રાંધેલ અન્ન તેમજ પાણી ખાવાપીવાના કામમાં ન આવતું હોય તેવા

અન્ય કોમોના માણસોના હાથનું અન્નપાણી ઉપયોગમાં લેવું નહીં. તાંબા-પિત્તળ વગેરે ધાતુનાં જે વાસણોમાં દારૂ-માંસ રખાયાં હોય તેવાં વાસણોમાં રાંધેલું અનાજપાણી વર્જ્ય ગણવું જોઈએ. ગીતાજીમાં વર્ણવેલ ચાર વર્ણમાંની પોતાથી ચઢિયાતી વર્ણના લોકોને ખોટી રીતે શરમાવીને કે બળજબરીથી પોતે રાંધેલું આપીને એમને વર્ણભ્રષ્ટ ન કરવા પણ તેમને રાંધવા માટે કોરું સીધું આપવું.

મનુષ્યદેહ ધારણ કરનાર જીવે આ પાંચેય વ્રત નિયમોનું આગ્રહથી પાલન કરવું જોઈએ. એના પાલનમાં સહેજ પણ ઢીલાશ ન રાખવી જોઈએ. આ જન્મ અગાઉના જન્મોમાં રજોગુણ અને તમોગુણના આવેગો દ્વારા થયેલાં સંચિત કર્મો માટે આ જીવ ભગવાનને કહે છે કે "હે ભગવાન! અગાઉના જન્મોમાં મેં જે કાંઇ કર્મો કર્યાં હોય તે કર્મોથી મને મુક્ત કરશો. આ પાંચ વ્રતનિયમો લીધા પછી હું મારા મનુષ્યદેહથી ફરીથી એવાં ખોટાં કર્મો કરીશ નહીં અને ક્યારેય અવિચારી પગલું ભરીશ નહીં.

આ પ્રમાણે સંત મહાત્માઓએ કેશરા મુખી અને નાથા મુખીને પાંચેય વ્રતોનું માહાત્મ્ય સમજાવ્યું અને એ વ્રતો બંને ભાઈઓને ધારણ કરાવ્યાં. પછી સ્વામિનારાયણ ભગવાનના પ્રસાદરૂપ અને તેમના ચરણારવિંદરૂપી તુલસીની બેવડી કંઠી તેમણે એ બંને ભાઇઓને પહેરાવી. સનાતન ધર્મના ચિહ્ન રૂપ માન્ય તિલકોમાંથી વર્ણાનુસાર આવતું શ્રી લક્ષ્મીનારાયણદેવનું તિલક તેમને કર્યું અને તેનું રહસ્ય પણ સમજાવ્યું. તેમણે નિત્યક્રમ કેવો હોવો જોઇએ તે પણ કહ્યું. વહેલી સવારે બ્રાહ્મમુહૂર્ત એટલે કે સવારના ચાર વાગ્યે ઊઠી જઈને પોતાના ઇષ્ટદેવનું નામસ્મરણ કરવું અને તેનું ધ્યાન ધરવું. ત્યારબાદ પથારીમાંથી ઊઠી જવું અને શૌચાદિથી પરવારી જવું. અને ચોખ્ખા પાણી અને માટીથી હાથપગ ધોઈને એક સ્થળે બેસી દાતણપાણી કરવાં અને મોઢું બરાબર સાફ કરવું. પછી ભગવાનના નામસ્મરણ સહિત પવિત્ર તીર્થરૂપી નદી-સરોવર કે જ્યાં સંત મહાત્માઓ નાહ્યા હોય તેવાં પવિત્ર સ્થળોએ સ્નાન કરવું.

પછી શુદ્ધ પવિત્ર એક વસ્ત્ર પહેરવું અને એક ઓઢવું. આટલું કર્યા બાદ શુદ્ધ આસન ઉપર પૂર્વાભિમુખે કે ઉત્તરાભિમુખે બેસી ઘસી રાખેલા ચંદન વડે વિષ્ણુ એટલે કે ભગવાન નારાયણના ચિહ્ન રૂપી ઊભું તિલક કરવું. એ ઊભા તિલકની વચ્ચોવચ્ચ શ્રીલક્ષ્મીજીના પ્રતિક રૂપ કંકુનો ગોળ ચાંલ્લો કરવો અને પછી ગોપીચંદન વડે બે હાથ અને છાતીના મધ્ય ભાગમાં ઊર્ધ્વપુન્ડ્ર તિલક કરવું. સનાતન ધર્મ માટે માન્ય કરેલા ભગવાન સ્વામિનારાયણનાં આ તિલક જરા પણ ખરાબ ન થાય તેની ઊંડી કાળજી રાખવી. તિલક કર્યા પછી પોતાની શક્તિ મુજબ શ્રી સ્વામિનારાયણ ભગવાનના નામસ્મરણ સાથે માળા ફેરવવી. ઓછામાં ઓછી પાંચ માળા તો અવશ્ય ફેરવવી જ. આ નિયમનું દરરોજ સવારે નાહીધોઈને અવશ્ય પાલન કરવું જ.

ત્યારબાદ મહાત્માઓએ વિષ્ણુ ભગવાનને પ્રિય એવા વ્રતની વાત કરતાં કહ્યું કે દરેક મહિનાની બંને એકાદશીએ આ વ્રતનું પાલન કરવું. તે દિવસે ઉપવાસ કરવો. ઉપવાસ ન થઇ શકે તો ફળાહાર કરવો પણ અન્નનો આહાર ન કરવો. અન્નાહાર કરવાથી દશ ઇન્દ્રિયો અને અગિયારમું મન ઉન્મત્ત બને છે અને તેથી તેમની ઉપરનો સંયમ શિથિલ બને છે. એકાદશીના દિવસે રાત્રે પ્રભુ સ્મરણ કરીને જાગરણ કરવું. તે દિવસે મૈથુનનો ત્યાગ કરવો. વળી સનાતન ધર્મમાં જેનો નિષેધ છે એવી લસણ, ડુંગરી, હિંગ જેવી વસ્તુઓ ખાવાના ઉપયોગમાં લેવી નહીં. ભાંગ, અફીણ, ગાંજો જેવી કેફી વસ્તુઓનું ક્યારે ય સેવન કરવુ નહીં. આમ સનાતન ધર્મના નિયમોની વિસ્તારથી વાત કરીને મહાત્માઓએ તેમને કહ્યું :

"આ વ્રત નિયમોનો આદરથી જીવનમાં અમલ કરશો તો ભગવાનના ધામની પ્રાપ્તિ થશે."

સતપંથ ધર્મના ત્યાગની શરૂઆત
VSAK: Tue 26-Mar-1805

આ પ્રમાણે કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિમાં સૌ પ્રથમ કેશરા મુખી અને તેમના સાથીદારોએ સંવત ૧૮૬૧ના ફાગણ વદ ૧૧ની રાત્રે ૮ વાગ્યે નેત્રા ગામ મધ્યે જૂના કલ્પિત ધર્મનો સદંતર ત્યાગ

કર્યો અને ભગવાન સ્વામિનારાયણ સ્થાપિત નવો ધર્મ અંગીકાર કર્યો અને તેમના ચુસ્ત અનુયાયી બન્યા અને સનાતન ધર્મનું ચુસ્ત પાલન કરવા લાગ્યા.

કેશરા મુખી અને નાથા મુખીએ ભગવાન સ્વામિનારાયણના સનાતન ધર્મનો સંપૂર્ણપણે અંગીકાર કરી પોતાનાં સગાં સંબંધીઓ અને કુટુંબીજનોને નવા ધર્મની વાતો કરી. પણ જૂના કલ્પિત ધર્મમાં રીઢા થઇ ગયેલા હોવાથી સનાતન ધર્મની અસર તેમના ઉપર સહેલાઈથી કરી શકાતી ન હતી. ધર્મ પરિવર્તનને કારણે કુટુંબીજનો, સગાં સંબંધીઓ વગેરે સાથે બંને ભાઇઓને ઘણી વખત કલેશમાં ઊતરવું પડતું પણ બંને ભાઈઓ અને તેમના સાથીદારોએ તો મનમાં ગાંઠ વાળી હતી કે અમારાં માતાપિતા, કુટુંબીઓ, સગાં સંબંધીઓ તથા અન્ય જ્ઞાતિજનોને ધીમે ધીમે સનાતન ધર્મની સમજણ આપવા અને એ ધર્મ તરફ એમને વાળવાં.

પણ સારાં કામમાં સો વિઘ્નો આવે એવા સૂત્રને આધારે બંને ભાઇઓનાં કુટુંબોમાં ઝગડાના શ્રીગણેશ મંડાયા. તેમણે ઝગડાથી ગભરાયા વગર પોતાનો પુરુષાર્થ ચાલુ રાખ્યો. આમ કરતાં કરતાં બે માસ જેટલો સમય પસાર થઇ ગયો. એ અરસામાં નેત્રા ગામમાં શિવજી સુથારને ત્યાં જે મહાત્માઓએ કેશરા મુખી અને નાથા મુખીને કંઠી બાંધી હતી તે મહાત્માઓનું ફરીથી આગમન થયું. તેમના આગમનની જાણ થતાં બંને ભાઈઓ તે જ રાત્રે શિવજી સુથારને ત્યાં ગયા. મહાત્માઓને પગે લાગી હાથ જોડી તેમની સામે બેઠા. મહાત્માઓએ કુશળ સમાચાર પૂછયા. અરસ પરસના કુશળ સમાચાર સાંભળીને મહાત્માઓ અને બંને ભાઇઓને આનંદ થયો.

ત્યાર પછી બંને ભાઈઓએ મહાત્માઓને હાથ જોડયા અને વિનંતીપૂર્વક વાત કરી :

" અમે તો આપની કૃપાથી સ્વામિનારાયણ ભગવાનની કંઠી બાંધી અને ભગવાનના અનુયાયી થયા છીએ. છેલ્લા બે માસથી અમે બંને

ભાઈઓ અમારા બીજા સાથીદારો સાથે બહુ જ મહેનત કરીએ છીએ પણ કોઈ ભાઈબહેન સનાતન ધર્મમાં આવવા તૈયાર નથી. ઊલટું, અમારી સાથે ઝઘડો કરી સૌના ક્લેશમાં વધારો કરે છે. તેમ છતાં અમે પાંચ જણ સનાતન ધર્મને મક્કમપણે વળગી રહ્યા છીએ અને અમારાથી થાય તેટલો પુરુષ પ્રયત્ન કરી રહ્યા છીએ. હવે આપ અમને આશીર્વાદ આપો જેથી અમે અમારાં કામોમાં આગળ વધી શકીએ."

આ સાંભળી સંત મહાત્માઓએ કહ્યું : "તમે અમારી સાથે સત્સંગ કર્યો છે અને સનાતન ધર્મ પણ અંગીકાર કર્યો છે એ વાત અમે આપણા ઈષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ ભગવાનને સવિસ્તાર રૂબરૂમાં કરી હતી. અમારી વાત સાંભળીને તેઓ બોલ્યા : 'આ જગતના જીવો અનંત કાળથી માયાના અજ્ઞાનથી એવા તો રંગાઈ ગયા છે કે એ જીવોને ભગવાન સંબંધી વાત જલદી ગળે ઊતરે એમ નથી. પરંતુ તેઓમાં જે મુમુક્ષુ જીવો હશે તેમને ભગવાનની વાત ધીરે ધીરે ગળે ઊતરશે. તમે તમારો પુરુષ પ્રયત્ન ચાલુ રાખો.' આ વાતનું રહસ્ય એ છે કે તમારી હિંમતને આપણા ઈષ્ટદેવ સ્વામિનારાયણ ભગવાન અને અમારા આશીર્વાદનો પૂરેપૂરો સાથ છે. તમે કશી ચિંતા કરશો નહીં. હવે અમે અને બીજા સંતોનાં મંડળો જ્યારે જ્યારે આ અબડાસા દેશમાં ફરવા આવશે ત્યારે તમારા આ નેત્રા ગામમાં જરૂર આવશે અને તેની જાણ તમને જરૂર કરશે. તમે સંત સમાગમમાં જેમ જેમ આવતા જશો તેમ તેમ તમને જ્ઞાન મળતું રહેશે."

સંતોના આવા આશીર્વાદ સાથે આ નીડર બંધુઓએ સનાતન ધર્મનો પ્રચાર ઘરમાં, કુટુંબમાં અને સંબંધીઓમાં કરવા માંડ્યો. જેને જેને જે રીતે સમજાવાય તે તે રીતે તેમણે સનાતન ધર્મની વાત ગળે ઉતારવા માંડી. જે જે મુમુક્ષુ જીવો હતા તેમને ભગવાનની વાત જલદીથી ગળે ઊતરવા માંડી. નેત્રા, ગડાની અને અંગિયા ગામોમાં બંને ભાઈઓને તથા તેમના સાથીદારોને સહકાર મળવા લાગ્યો.

ધમકી આપી

પણ સનાતન ધર્મના વિરોધી અને જૂના ધર્મના રૂઢિચુસ્ત અનુયાયીઓએ તેમનો પેંતરો બદલવા માંડ્યો. કડવા પાટીદાર જ્ઞાતિના જૂના ધર્મમાં માન્યતાવાળા આગેવાનોએ શિવજી સુથારને બોલાવીને ધમકી આપી કે "હવેથી તમારે ઘેર પેલા સ્વામિનારાયણ સંપ્રદાયવાળા મહાત્માઓ ન આવવા જોઈએ. અમારા ના કહેવા છતાં ય જો એ સાધુઓ આવશે તો નેત્રા ગામમાં રહેવું ભારે પડી જશે, તમારો રોટલો બંધ થઈ જશે, ધંધો રખડી જશે. એટલે તમારે જો આ ગામમાં રહેવું હોય તો અમે કહીએ તેમ તમારે કરવું પડશે. તમારે ઘેર આવતા સાધુઓને સદંતર બંધ કરી દો એમાં જ તમને લાભ છે."

આ ધમકીની જાણ ધીમે ધીમે સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુઓને થતાં તેઓ નેત્રા ગામમાં આવતા બંધ થયા. તેમણે કેશરા મુખી અને શિવજી સુથારને કહ્યું : "આપણે જો સત્સંગ કરવો હશે તો તે આપણે જંગલમાં કરીશું. મુમુક્ષુ જીવો તો તેમની મેળે જ નક્કી કરેલા સ્થળે આવી પહોંચશે. એટલે હવેથી અમે નેત્રા ગામમાં આવીશું નહીં. તમે તકલીફમાં મુકાઓ તે અમને ઠીક લાગતું નથી. તમારા ગામથી ત્રણ ગાઉ દૂર ઉત્તર તરફ નાગલીરી ગામની દખણાદી દિશામાં બારોટોના વાછરા દાદાનું સ્થાનક આવેલું છે. ત્યાં આંબલી, વરખડા વગેરે જેવાં વૃક્ષોની ખૂબ ઘટા છે. અમે જતાં આવતાં ત્યાં આગળ આશરો લઈએ છીએ. ભગવાનનું ભજન એ સ્થાને નિર્વિઘ્ને થઈ શકે એમ છે. આપણે ત્યાં રાત્રે ભજન-કીર્તન અને ભગવાનની કથા-વાર્તા કરીશું. તમારે વાળુ-પાણી કરીને વેળાસર એ સ્થાને આવી જવું. ગડાની, અંગિયા વગેરે ગામોમાં તમારા જે સાથીદારો હોય તેમને પણ ત્યાં લઈ આવવા. અમે આજુબાજુનાં ગામડાંમાંથી ભિક્ષાવૃત્તિ કરીને ઠાકોરજીને જમાડીશું. અમે જ્યારે જ્યારે આવી જગ્યાએ રહીએ છીએ ત્યારે જાણે નૈમિષારણ્યમાં રહેતા હોઈએ તેમ ભગવાનનું ભજન કરીએ છીએ અને મુમુક્ષુઓને સંતસત્સંગ કરાવીએ છીએ."

શ્રી સ્વામિનારાયણ ભગવાનના તે સમયના સાધુ મહાત્માઓ ભૂખ, તરસ, ટાઢ, તડકો, માન, અપમાન, માર વગેરે જેવાં શારીરિક અને

માનસિક કષ્ટો સહન કરી મુમુક્ષુ જીવોને સદ્ધર્મના માર્ગે ચઢાવતા હતા. જગતનાં દુઃખો પોતે સહન કરીને દુઃખી જીવોને સદ્ધર્મથી મળતા સુખની લહાણી કરાવતા. શાસ્ત્રમાં કહ્યું છે કે

સરોવર, તરુવર, સંતજન, ચોથા વરસે મેહ
પરમારથને કારણ એ ચારે યે ધરિયો દેહ.

આ સૂત્રને આધારે કહીએ તો સ્વામિનારાયણના સાધુઓએ જગતનાં અનેકાનેક કષ્ટો સહન કરીને સત્સંગ કરાવ્યો છે. કહ્યું છે ને કે

વહેતાં તો પાણી ભલાં ફરતા તો કે સંત

તે સમયના સ્વામિનારાયણીય મહાત્માઓએ આ સૂત્રને ચરિતાર્થ કરી બતાવ્યુ છે.

કેશરા મુખી અને તેમના સાથીદારોએ જૂનો કલ્પિત ધર્મ સદંતર છોડીને શુદ્ધ સનાતન ધર્મ સ્વીકાર્યો છે એ વાતનો વાવંટોળ ઊડતો ઊડતો જૂના ધર્મના મૂળ સ્થાનકના ગામના પાદરે પહોંચ્યો એ ધર્મના ધર્મગુરુઓને એ વાત સાંભળી ઘણો આંચકો લાગ્યો. પણ તેમનાથી તે વખતે કશું થઈ શકે તેમ ન હતું. તેમ છતાં તેમણે તેમના ધર્મના જે ભાઇઓ જે જે ગામમાં હતા તેમને કહેવડાવ્યું કે "તમે કોઈ કેશરા મુખીએ સ્વીકારેલા નવા ધર્મમાં ફસાશો નહીં." આ માટે તેમણે જોરદાર તકેદારી રાખવાનો હુકમ પણ કર્યો.

Order against following Sanatan religion

કેશરા મુખીના સાથીદારોનું સંખ્યાબળ હવે ધીરે ધીરે વધવા માંડયું. તેમનું સંગઠન મજબૂત થતું ગયું. જે જે ગામમાં કેશરા મુખીના સાથીદારો રહેતા હતા તે તે ગામમાં જૂના ધર્મવાળાઓ બહુ જ સાવચેતી રાખતા હતા. સ્વામિનારાણના સત્સંગીઓ તેમને મન જાસૂસો જેવા લાગતા હતા.

એક વખત એક પરદેશી બારોટ યાત્રા કરતાં કરતાં માતાના મડમાં આશાપુરા માતાનાં દર્શને આવી ચડયો. દર્શન કરીને પાછા ફરતાં નેત્રા ગામની ઉત્તરે આવેલા સરવા ગામે એક બારોટને ઘેર એણે નિવાસ

કર્યો. રાત્રે જમ્યા બાદ ઘણા બારોટો ભેગા થયા અને કેશરા મુખીની મેળાવડા રૂપે ચર્ચાઓ કરવા માંડી. પેલા બારોટે એક ધર્માત્મા તરીકે થતી કીર્તિગાથા સાંભળી. બીજે દિવસે સવારે વહેલો ઊઠી શિરામણ લઈને એ બારોટ નેત્રા ગામે આવ્યો. કેશરા મુખીની પૂછપરછ કરતાં એને જાણવા મળ્યું કે મુખી તો નાતના સામાજિક કામે રસલિયા ગામે ગયા છે. બારોટ આ સમાચાર સાંભળી નેત્રામાં રોકાઈ ગયો અને કેશરા મુખીનાં વાણી, વર્તન, વિચાર વગેરે અંગે વધારે જાત માહિતી મેળવી બીજે દિવસે સવારે રસલિયા જવાના માર્ગે રવાના થઈ ગયો. વહેલી સવારે રસલિયા ગામે આવી કેશરા મુખી વિષે પૂછપરછ કરી તો જાણવા મળ્યું કે મુખી તો ગામની ઉત્તરે આવેલી નજીકની એક વાડીએ નહાવા માટે ગયા છે. બારોટ ઊપડયો વાડીએ.

વાડીએ ડહેલાની બહાર ઓટલા ઉપર પાંચ જણ બેઠા હતાં. બારોટે વાડીએ આવીને એ લોકોને કેશરા મુખી વિષે પૂછયું. એક જણાએ જવાબ આપ્યો કે "મુખી કૂવે નહાવા ગયા છે. થોડીવારમાં આવશે. બેસો." પેલા બારોટ સામે પડેલા એક ગાડા ઉપર બેઠો. પેલા પાંચ જણામાંથી એક તો કેશરા મુખીનો કટ્ટર વિઘ્નસંતોષી હતો. બીજા પણ વધતા ઓછા અંશે મુખીના વિરોધીઓ હતા. એ લોકોએ બારોટને કયાંથી આવો છો અને કોણ છો એવી પૂછપરછ કરી. તેનો જવાબ આપતાં બારોટ બોલ્યો :

"હું એક પરદેશી બારોટ છું. માતાજીના મઢમાં આશાપુરા માતાનાં દર્શનાર્થે યાત્રાએ આવ્યો હતો. પાછા વળતાં હું સરવા ગામે ગયો હતો. ત્યાં મેં કેશરા મુખીની એક દાતાર ધર્માત્મા તરીકે મોટી નામના સાંભળી. એટલે અહીં હું મુખી પાસે દાનની યાચના કરવા આવ્યો છું. માતાજીની ઇચ્છા હશે તો નસીબનું પાંદડું ખસશે અને મને મુખી પાસેથી સારું દાન મળશે."

બારોટની વાત સાંભળી એક વિઘ્નસંતોષી બોલી ઊઠયો: "બારોટજી, તમારો દાતાર સામે કૂવા ઉપર નાહવા આવશે. હમણાં તો એ શૌચાલયે ગયા છે. એટલે તમે કૂવે જઈને બેસો. એ તમને ત્યાં મળશે."

આ સાંભળીને બારોટ ત્યાંથી કૂવા તરફ ગયો અને પોયાંની બાજુના ઓટા ઉપર બેઠો.

હવે ડહેલાની બહાર ઓટલા ઉપર બેઠેલા પાંચમાંથી એક જણ બોલ્યો :

"કેશરો મુખી આપણા ધર્મસ્થાનની કોરીઓ ગજવામાં ઘાલીને ફરે છે. અને પાછો પોતાને મોટો દાતાર કહેવડાવે છે. પણ આજે એની આપણે વલે કરવી છે. જોઈએ તો ખરા કે એનો ભગવાન એની મદદે આવે છે કે નહીં. બરોટને એ કેવુંક તો દાન આપે છે એ જોઈએ."

આમ કહીને મુખીનાં જ્યાં કપડાં પડયાં હતાં ત્યાં ગયો અને તેમના અંગરખામાંથી કોરીઓની કોથળી કાઢી લીધી. બીજાં ખિસ્સાં પણ ખાલી કરી નાંખ્યાં. અને કપડાં જેમ હતાં તેમ ગોઠવી દીધાં. કહેવત છે ને કે હરીફાઈ કરો પણ અદેખાઓનાં મોં બાળો. પેલા દ્વેષીલાઓ હરીફાઈ કરી શકયા નહીં પણ પોતાની અદેખાઈને ઉત્તેજન આપી ઈર્ષાળુ આત્માને સંતોષ આપ્યો.

સત્યની પરીક્ષાનો સમય આવી રહ્યો છે એની બિચારા કેશરા મુખીને ખબર ન હતી. થોડીવારમાં મુખી શૌચાલયેથી આવી, લોટો માંજી, હાથપગ ધોઈને નહાવા બેઠા. નાહીને ધોતિયું પહેરીને જેવા એ પગ ઉપાડવા ગયા ત્યાં જ પેલા બારોટે ઊઠીને એમને રામ રામ કર્યા. મુખીએ બારોટના કુશળ સમાચાર પૂછયા અને કોણ છો, કયાંથી આવો છો અને શા કારણે આવવાનું થયું તે અંગે સવાલો કર્યા. બારોટે પોતાની જ્ઞાતિ, દેશ અને આવાવાના કારણ વિષે જણાવ્યું. વાતો કરતાં કરતાં બંને ડહેલા પાસે આવ્યા. ત્યાં કેશરા મુખીએ નિત્યવિધિ ખટધર્મ (ભગવાનનાં પૂજાપાઠ વગેરે) પતાવ્યાં અને જ્યાં કપડાં પડયાં હતાં ત્યાં આવ્યા. કપડાં પહેરવા માંડતાં અંગરખું તેમને તદ્દન હલકું લાગ્યું. મુખીએ મનમાં વિચાર્યું કે "આજે સવારના પહોરમાં મારી પાસે યાચક મોકલીને ભગવાન મારી પરીક્ષા કરવા માગે છે કે શું ?" એમ વિચારીને એમણે અંગરખું પહેરી લીધું.

કપડાં પહેરીને એમણે ભગવાનનું સ્મરણ કર્યું અને ખિસ્સામાંથી બધાંના દેખતાં જ સોનામહોરોની મુઠ્ઠી ભરીને પેલા બારોટને આપી. સામે બેઠેલા અદેખાઓની આ જોઇને આંખો પહોળી થઇ ગઇ. એ લોકો એટલા બધા શરમિંદા બની ગયા કે કોઇનાથી કશું બોલાયું પણ નહીં. બારોટના નસીબનું તો પાંદડું ફરી ગયું. જીવનમાં કયારેય ન મળ્યું હોય તેવું અદ્‌ભુત દાન એને આજે મળ્યું હતું. અંતરના ઉમંગના ઉમળકાથી એ બોલી ઊઠયો :

" ઘણી ખમ્મા, ઘણી ખમ્મા કેશરા મુખીને ! ખરા, ખરા દાતાર કેશરા મુખી ! માગ્યાં દાન કેશરા આપે કાં આપે પરમેશ્વરા ! ધન્ય છે ખરા દાતાર શ્રીકેશરા પરમેશ્વરાને ! "

બારોટે આમ સૌના દેખતાં જ કેશરા મુખીને જય બોલાવી. આ સાંભળી કેશરા મુખીએ બારોટને કહ્યું :

" બારોટજી, મનુષ્યની જય બોલાવવાથી કાંઇ વળે નહીં. જય તો હંમેશાં પ્રભુની જ બોલાવાય મનુષ્ય કાંઇ કરી શકતો નથી અને કાંઇ આપી શકતો નથી. હું તો પ્રભુનો અને પ્રભુએ સર્જેલા મનુષ્યોનો એક અદનો સેવક છું. હું બધા ધર્મોમાં મનુષ્ય ધર્મને જ મોખરાનો ધર્મ માનું છું. જીવ માત્ર ઉપર દયા એ જ ધર્મનું મૂળ છે. મનુષ્ય અને મૂંગા પ્રાણીઓની સેવા એ જ પ્રભુ સેવા છે. મારા ધર્મનો એ જ મુખ્ય ધ્યેય છે. પ્રભુએ તો મને નિમિત્ત માત્ર બનાવ્યો છે. પ્રાણી માત્ર માટે પ્રભુએ જે સુખનું નિર્માણ કર્યું છે તેમાંથી જ પ્રભુએ તમને આપ્યું છે. મેં પોતે તમને રજમાત્ર આપ્યું નથી. "

આ સાંભળી બારોટ બોલ્યો :

" મુખીજી, તમારું કહેવું સત્ય છે. જગતમાં મનુષ્ય નહીં પણ મનુષ્યમાં રહેલા સદ્‌ગુણ પૂજાય છે. સદ્‌ગુણો એ પ્રભુએ આપેલી કિંમતી મૂડી છે. પ્રભુ પોતે તેને વાપરતો નથી પણ જ્યાં જે પવિત્ર પાત્ર હોય તેને નિમિત્ત બનાવી તેના હાથે જ દાનની સરિતા વહેવડાવે છે. "

આટલું બોલ્યા પછી તો બારોટની જીભે સરસ્વતી પ્રગટી. એણે કહેવા માંડયું :

'જનની જણજે ભક્તજન કાં દાતા કાં શૂર
નહિ તો રહે જે વાંઝણી મત ગુમાવીશ નૂર
નામ રહંતાં ઠાકરાં નાણાં નહિ રહંત
પણ કીર્તિ કેરાં કોટડાં પાડયાં નહિ પડંત.
યાવત્ચન્દ્રો દિવાકરો કીર્તિ અમર નામ,
કચ્છ દેશમાં પ્રગટિયા પવિત્ર નેત્રા ગામ.
કડવા કણબી જ્ઞાતિમાં તેજા મુખીને ઘેર,
પવિત્ર માત પદમાવતીને ઊતરી પ્રભુની મેર.
ધન્ય પવિત્ર કૂખને અન્ય ધન્ય સાંખલા કુળ,
કુળમાં દીપક પ્રગટિયો અજ્ઞાનનું કાપવા મૂળ.
દિલની દયાથી લીધો પરમારથનો પંથ,
ગૌ બ્રાહ્મણ ભટ્ટ ભિક્ષુકનો કહેવાયો કૃપાવંત.
યુગ યુગ જીવો કેશરા વળી ગરીબનો દાતાર,
પરમારથને કારણે ધન્ય કીધો અવતાર.
અભિમાન અળગું કરી છે મનુષ્ય ધર્મનું તાન,
ધર્મ એ જ ભૂષણ છે ને ધર્મે શોભાવાન.
કડવા પટેલની કુળદેવી વળી ઊમિયા માત કહેવાય,
ધન્ય ઊમિયા માતને જેનાં યશોગાન ગવાય.
કેશરા જેવા કુળ દીપક તારા કુળમાં થાય,
સૌરાષ્ટ્રનો છું દેવીપુત્ર ગઢવી રવિદાન એમ ગાય.

આ રીતે એ બારોટ કેશરા મુખીનાં યશોગાન કરતો કરતો અને અંતરના આશીર્વાદ આપતો આપતો ત્યાંથી સિધાવ્યો. ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં એ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં કેશરા મુખીના દાતારપણાના દીપકની એ જ્યોત પ્રગટાવતો.

બીજી બાજુ પેલા પાંચ અદેખાઓએ ખાલી ખિસ્સામાંથી સોનામહોરો નીકળ્યાનું અદ્ભુત અને અલૌકિક દૃશ્ય જ્યારે જોયું ત્યારે તેઓનાં ગાત્રો ઢીલાં થઇ ગયાં અને મુખી માટે તેમના મનમાં જે દ્વેષભાવ હતો તે બળીને ખાખ થઇ ગયો. પોતે કરેલા દ્વેષયુક્ત વર્તનનો ખૂબ પસ્તાવો કરવા લાગ્યા. મુખીના સદ્ગુણો માટે તેમના મનમાં સદ્ભાવ આવ્યો અને મુખીને પગે પડીને પોતે કરેલાં અનિષ્ટ કર્મોની માફી માગવા લાગ્યા. કેશરા મુખીના અંગરખામાંથી જે કાંઇ રકમ તેમણે કાઢી લીધી હતી તે બધી જ રકમ પશ્ચાત્તાપ સાથે મુખીને પાછી આપી. લોકોથી જાણ્યે અજાણ્યે અનિષ્ટ કર્મ કરવાની ભૂલ થઇ જાય છે પણ જ્યારે તે ભૂલનું ભાન થાય ત્યારે તેને માટે સાચા દિલનો અનુતાપ કરે એ જ એનું પ્રાયશ્ચિત કહેવાય.

આ પ્રસંગ પછી કેશરા મુખીને પોતાના ઇષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણનાં પ્રત્યક્ષ દર્શન કરવાની પ્રબળ ઇચ્છા થઇ આવી. આથી કેશરા મુખી અને નાથા મુખી બંને ભાઇઓએ પોતાના ઇષ્ટદેવનાં દર્શને જવાનો નિર્ધાર કર્યો અને વિક્રમ સંવત ૧૮૬૫ના ફાગણ સુદ બીજની રાત્રે અમદાવાદ જવા રવાના થયા. પોતાના બળદ ગાડામાં બંને ભાઇઓ ભૂજ આવ્યા. ત્યાંથી તુણા બંદરે આવી હોડીમાં બેસી દરિયો પાર કર્યો અને પછી ગાડા રસ્તે અમદાવાદ આવ્યા.

VSAK: 16-Feb-1809

તપાસ કરતાં તેમને જાણવા મળ્યું કે સ્વામિનારાયણ ભગવાન જ્યારે અમદાવાદમાં આવે છે ત્યારે કાળુપુર વિસ્તારમાં આવેલા નવાવાસમાં તેમના એક ભક્તને ઘેર ઊતરે છે. અત્યારે ભગવાન ત્યાં નહીં પણ બીજા સંતો ત્યાં ઊતર્યા હત. બંને ભાઇઓ પૂછપરછ કરતા કરતા ત્યાં આવી પહોંચ્યા. પોતાની સાથેનો સામાન યથાસ્થાને મૂકી તેઓ સંતોનાં દર્શને આવ્યા. સંતોએ તેમના કુશળ સમાચાર પૂછયા અને તેમની જ્ઞાતિ, દેશ અને ત્યાં આવવાનું નિમિત્ત પૂછ્યું. ભાઇઓની વિગત જાણી સંતો બહુ જ રાજી થયા. તેઓએ તેમને માનથી જળપાન કરાવ્યું અને પછી આગ્રહ કરીને બપોરનું ભોજન પણ કરાવ્યું. સંતોના આગ્રહથી બંને ભાઇઓએ ભોજન કર્યું. સંતોએ તેમને ભોજન બાદ આરામ કરવાનો પણ આગ્રહ

કર્યો. બંને ભાઈ લાંબા સમય સુધી આરામ કરી શક્યા નહીં કારણકે બંનેને સ્વામિનારાયણ ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કરવાની ખૂબ તાલાવેલી લાગી હતી. તેમણે સંતોને કહ્યું :

"અમને આપણા ઇષ્ટદેવ સ્વામિનારાયણ ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કરવાની ખૂબ ઉત્કંઠા છે. આપ રાજી થઈને અમને રજા આપો તો અમે આપના જણાવ્યા મુજબ જેતલપુર જઈએ."

આ સાંભળીને સંતો બોલ્યા : "ઊભા રહો. આપણા એક ખેડૂત સત્સંગી તેમનું ગાડું જોડીને આજે જેતલપુર જવાના છે. તમે એમની સાથે જ જેતલપુર જજો. અમે એમને સંદેશો પાઠવી દઈએ છીએ કે તમને લઈને જાય"

આ વાત ચાલતી હતી ત્યાં જ પેલા ખેડૂત સત્સંગી જાતે જ ત્યાં આગળ આવી પહોંચ્યા. તેમણે સંતોને કહ્યું : "હું મારા વ્યાવહારિક કામે ગાડું જોડીને જેતલપુર જાઉં છું. મહારાજ માટે કોઈ ચીજવસ્તુઓ મોકલવી હોય તો આપો. મહારાજને કોઈ સંદેશો આપવાનો હોય તો તે પણ આપો. મારું ગાડું ખાલી છે."

સંતોએ રાજી થઈને કહ્યું : "સારું થયું તમે આવ્યા તમે જેતલપુર જાઓ છો તો આ બંને ભાઈઓને પણ તમારી સાથે લેતા જાવ. તેમને શ્રીજી મહારાજનાં પ્રત્યક્ષ દર્શન કરાવજો."

ખેડૂત સત્સંગીને ખૂબ આનંદ થયો. ઘેરથી સાધન લાવીને એમણે ગાડામાં પાથરીને કેશરા મુખી અને નાથા મુખીને પ્રેમથી બેસાડયા. જેતલપુર આવતાં તળાવની પાળે આંબલીઓના ઝાડ નીચે ગાડું છોડ્યું અને બળદોને તળાવમાં પાણી પાઇ ચારો નીર્યો.

આ સમયે શ્રીજી મહારાજ જેતલપુરમાં ગંગાબા નામનાં એક બ્રાહ્મણ બાઈને ત્યાં રહેતા હતા. ખેડૂત સત્સંગી અને બંને ભાઈ ગંગાબાને ત્યાં આવ્યા. શ્રીજી મહારાજને દંડવત્ પ્રણામ કરી તેમની

આગળ ભેટ મૂકી અને હાથ જોડીને તેમની સામે બેઠા. સ્વામિનારાયણ ભગવાને તેમના કુશળ સમાચાર પૂછયા અને પ્રેમપૂર્વક જળપાન કરાવ્યું. જમવા માટે આગ્રહ પણ કર્યો પરંતુ અમદાવાદથી જમીને જ આવ્યા હોવાથી ત્રણે ય ભાઈઓએ જમવાની ના પાડી. પછી ખેડૂત ભાઈએ શ્રીજી મહારાજને કહ્યું :

"હું મારા વહેવારના કામે ગામમાં જઉં છું. કામ પતાવીને સાંજે અમદાવાદ પાછો જવાનો છું. મારે લાયક કામકાજ હોય કે કોઈ સામાન યા સંદેશો હોય તો મને આપજો."

ત્યારે શ્રીજી મહારાજે કહ્યું : "સમયાનુસાર જે કાંઇ સેવા હશે તે ફરમાવીશું. તમે જતી વખતે અહીં આવજો."

આ પછી કેશરા મુખી અને નાથા મુખીએ શ્રીજી મહારાજને હાથ જોડી કહ્યું : "મહારાજ, આજે આપ ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કરીને અમને ઘણો આનંદ થયો. આપે અમ જેવા ઉપર કૃપા કરીને દર્શનનો લાભ આપ્યો તે અમારાં ધનભાગ્ય છે. અમે આપના સંતોના હાથે કંઠી બાંધીને પંચ વર્તમાન લીધાં છે અને આપના અનુયાયી બન્યા છીએ. પણ અમારી એવી ઇચ્છા છે કે આપ ભગવાનના સ્વહસ્તે જ નવેસરથી કંઠી બંધાવવી અને પંચ વર્તમાનની ફરીથી પ્રતિજ્ઞા કરવી. અમારી આ ઇચ્છાને માન્ય કરી આપ અમને પાવન કરો."

VSAK: 28-Feb-1809

ભક્ત બંધુઓની વાત સાંભળીને શ્રીજી મહારાજે તરત જ ચોખ્ખું પાણી મંગાવ્યું. તે દિવસ હતો વિક્રમ સંવત ૧૮૬૫ના ફાગણ સુદ ૧૩નો. બપોર પછીના પાંચના સુમારે શ્રીજી મહારાજે જેતલપુરમાં ગંગાબાને ઘેર કેશરા મુખી અને નાથા મુખીને ફરીથી પંચ વર્તમાન ધરાવ્યાં અને સ્વહસ્તે કંઠી બાંધી. તે પછી અમૂલ્ય આશીર્વાદ સાથે કેટલોક ધર્મ ઉપદેશ પણ આપ્યો. તેમણે કહ્યું :

"તમે આજે જે મૂર્તિનાં દર્શન કર્યાં છે તેનું ધ્યાન ભજન કરજો. તમારા ગત જન્મની અંતરની અભિલાષા આજે સાકાર થઈ છે."

આટલું કહીને શ્રીજી મહારાજે બંને ભાઈઓને ગુરુ મંત્ર આપ્યો અને પછી ઉમેર્યું :

" અમે આપેલા ગુરુ મંત્રની એક માળા દરરોજ નાહી ધોઈ પવિત્ર થઈને ફેરવજો. અમારા આશીર્વાદ છે. જ્યારે જીવનાં અનંત જન્મોનાં પુણ્યનો ઉદય થાય છે ત્યારે જીવ મૃત્યુ લોકે પવિત્ર દેશમાં ઉચ્ચ કુળમાં જન્મ ધારણ કરે છે. પણ એનાથી ય વધારે પુણ્ય હોય ત્યારે જ ભગવાનનો સાક્ષાત્કાર થાય છે અને ભગવાનનો જેમણે સાક્ષાત્કાર કર્યો છે તેવા સંતપુરુષોનો સત્સંગ થાય છે. ભગવાન તો એક જ છે પણ જગતના લોકો ભગવાનને એક જ સ્વરૂપે ભજી શકતા નથી. વેદ, પુરાણો, ભાગવત, ગીતા, મહાભારત વગેરે સત્શાસ્ત્રોમાં ભગવાનનાં વિવિધ સ્વરૂપો અને નામોનાં વર્ણનો કરેલાં છે. ઋષિ મુનિઓ, સંત મહાત્માઓ અને સંપ્રદાયોના આચાર્યો તેમાંથી ભગવાનનાં સ્વરૂપો અને નામો પોતે જે રીતે સમજ્યા તે રીતે તેમણે પોતાની સમજણ અને બુદ્ધિ અનુસાર સંપ્રદાયો અને ધર્મના વાડા બાંધ્યા જેમ કે જગતમાં પુરુષ એક જ હોય છે પણ ભિન્ન ભિન્ન સગપણને આધારે એને જુદા જુદા ભાવથી સંબોધત હોય છે. એ જ રીતે ભગવાન એક છે પણ મનુષ્ય પોતાના મનની ભાવના પ્રમાણે એને અલગ અલગ રીતે ભજે છે. જેવી મનુષ્યની ભાવના તેવા તેના ભગવાન. ગીતાજીના ચોથા અધ્યાયના સાતમા અને આઠમા શ્લોકમાં ભગવાને સ્વમુખે કહ્યું છે કે પૃથ્વી ઉપર જ્યારે ધર્મની ગ્લાનિ અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે રાજાઓ અને ધર્મગુરુઓ ભગવાનના ધર્મથી વિમુખ થાય છે, તેઓ પોતાની સત્તાના જોરે ભગવાનના ભક્તોને અન્યાય કરે છે અને તેમને પીડે છે ભગવાનથી જ્યારે એ અન્યાય સહન થતો નથી ત્યારે સંતોના રક્ષણાર્થે અને પાપીઓના નાશને કારણે તથા ધર્મની સ્થાપના કરવા યુગે યુગે અવતાર ધારણ કરે છે.

"જીવાત્માને જ્યારે મનુષ્ય દેહ મળે છે ત્યારે જગતમાં ભગવાન યા એમના સંત પુરુષો જરૂર વિચરતા હોય છે. આવી વિભૂતિઓનો જીવને પરિચય થાય ત્યારે જ જીવાત્માને મોક્ષનો માર્ગ છે."

શ્રીજી મહારાજે સ્વમુખે આવી ઉપદેશાત્મક વાતો બંને ભાઈઓને કહી. કેશરા મુખીએ એ સાંભળીને બંને હાથ જોડી વિનંતીપૂર્વક કહ્યું:

"મહારાજ, આપના જ શ્રીમુખે ઉપદેશની અમૃતવાણી સાંભળીને અમને ઘણો આનંદ થયો છે, અમારા આત્માને ઘણી પ્રસન્નતા મળી છે. અમારાં ધનભાગ્ય છે કે અમને આવો અવસર સાંપડયો."

ત્યાર પછી બંને ભાઈઓને શ્રીજી મહારાજે પોતાના ચરણારવિંદની એક એક જોડ આપી અને ભગવાનનું નામ સ્મરણ કરવા પ્રસાદીની એક એક માળા પણ આપી અને આશીર્વાદ આપતાં કહ્યું :

"અમારાં પ્રત્યક્ષ દર્શન કરવાનો તમારો જે દઢ સંકલ્પ હતો તે હવે અમારી ઇચ્છાથી પરિપૂર્ણ થયો છે. સંસારમાં વ્યવહારનાં જે જે કાર્યો કરો તેમાં ભગવાનને સાથે રાખજો. ભગવાન તમારાં કાર્યોમાં આવતાં વિઘ્નો દૂર કરશે. તમે તમારો પુરુષ પ્રયત્ન સતત ચાલુ જ રાખજો."

કેશરા મુખીએ કહ્યું :

"હે મહારાજ, આપ તથા આપના સંતો જ્યારે જ્યારે કચ્છના અબડાસા દેશમાં આવો ત્યારે ત્યારે અમને અને અમારા સાથીદારોને આપ સૌનાં દર્શન અને સમાગમનો લાભ આપજો. અમારા અંતરની એ ઈચ્છા છે."

શ્રીજી મહારાજે કહ્યું :

"જરૂર તેમ થશે. હાલ તમે તમારી જ્ઞાતિમાં જે પવિત્ર પ્રવૃત્તિ કરી રહ્યા છો તેને આગળ વધારવાની કોશિશ ચાલુ રાખજો. જે જે મુમુક્ષુ જીવો હશે તેમને ભગવાનની વાતો ગમશે. તેઓ તમારા સાથીદારો બનશે. તે વખતે તમે મનુષ્ય ધર્મને હંમેશાં મોખરે રાખજો. નાહવું, ધોવું અને દેહને પવિત્ર રાખવો એ દેહધર્મ છે પણ પ્રાણીમાત્ર ઉપર દયા

રાખવી તથા તેની તન-મન-ધનથી નિરભિમાની રીતે સેવા કરવી એ સાચી પ્રભુસેવા છે. એ જીવનો ધર્મ છે. દયા જેવો કોઇ ધર્મ નથી અને અભિમાન જેવું કોઈ પાપ નથી. કોઈ પણ ધર્મ યા મનુષ્યની કયારેય નિંદા કરવી નહીં અને કયારેય સાંભળવી પણ નહીં."

કેશરા મુખીને શ્રીજી મહારાજે કહેલી છેલ્લી વાત સમજાઈ નહીં. એટલે એમણે મહારાજને પૂછયું :

"મહારાજ, આ નિંદા બાબતની વાત અમને સમજાણી નહીં. માટે આપ અમને તે સમજાવો."

ત્યારે શ્રીજી મહારાજે કહ્યું :

"પોતાના સ્વાર્થની સિદ્ધિ ખાતર અન્ય મનુષ્ય ઉપર મિથ્યા આરોપણ કરવું કે કલંક લગાડવું એ ખરી નિંદા છે, મહાપાપ છે. પણ સંસારના જીવોના સામાજિક હિતાર્થે કોઇપણ મનુષ્યની કે ધર્મની નિંદા થતી હોય ત્યારે તે નિંદા ધર્મરૂપમાં ફેરવાઇ જાય છે. એવી નિંદાથી આખા જનસમુદાયનો ઉદ્ધાર થાય છે. ઋષિમુનિઓએ શાસ્ત્રો રચી મનુષ્ય સમાજના ધર્મો બાંધી આપ્યા. એ ધર્મ પ્રમાણે વર્તવા તથા તેનું પાલન કરવા બાબતે તેમણે જે માર્ગદર્શન આપ્યું છે તે જ ધર્મ છે. શ્રુતિ અને સ્મૃતિએ પ્રતિપાદતિ કરેલા ધર્મમાર્ગથી ઊલટી રીતે વિચાર, વાણી અને વર્તન કરવાનું જે કહે તે પાખંડી અને કલ્પિત ધર્મો કહેવાય છે. એ ધર્મમાં માનવું નહીં અને તેમની વાત સાંભળવી પણ નહીં. દરેક કાર્ય શરૂ કરતાં પહેલાં સત્ય અસત્યના વિવેકનો બરાબર રીતે ખ્યાલ રાખીને પછી જ કાર્યારંભ કરવો જગતમાં ઘણાં કાર્યો. ગૂંચવાડા ભરેલાં હોય છે. ડાહ્યા, શાણા અને નિષ્પક્ષપાતી મનુષ્યો ઇશ્વરના અંગભૂત એવા પંચ બની એ કાર્યોનો ઉકેલ લાવે છે. યાદ રાખજો કે સમાજમાં, સહગોત્ર (કુટુંબ)માં, સ્વગામમાં કે સ્વદેશમાં જયારે આગેવાન થવાની તક મળે છે ત્યારે આગેવાન થતાંની સાથે જ માણસમાં અભિમાન પેસી જાય છે. વિરલા હોય એવા આગેવાનો જ એ અભિમાનથી બચી શકે છે. જગતમાં વ્યાવહારિક કાર્યો કરતાં પહેલાં

આગળ-પાછળનો વિચાર કરવાનો વિવેક રાખવો જોઈએ. સત્ય કહેવાની હિંમત હોય તો જ પરમેશ્વરના અંગભૂત પંચમાં બેસવું અગર જવું. ત્યાં ગયા પછી સંજોગવશાત્ સત્ય કહેવાની હિંમત ન ચાલે તો મૂંગે મોઢે સાંભળીને બેસી રહેવું પણ પક્ષપાતી બનવું નહીં. પક્ષપાત કરી સમાજનો વિશ્વાસઘાત કરવો એ મહાપાપ છે. એવા પક્ષપાતી જીવોને પંચમહાપાપનું મહાપાપ લાગે છે એમ શાસ્ત્રો કહે છે એટલે તમારા જેવા આગેવાનોએ વાણી, વિચાર અને વર્તનનો વિવેકથી બહુ જ ખ્યાલ રાખવો ”

આમ શ્રીજી મહારાજે વ્યાવહારિક ધર્મનો સરસ ઉપદેશ આપ્યો. એટલામાં ગંગાબાએ શ્રીજી મહારાજ માટે સુખડીનો થાળ તૈયાર કર્યો. મહારાજ સુખડીનો થાળ જમ્યા અને તેની પ્રસાદી બંને ભાઈઓને પણ આપી. બંને ભાઈ પ્રસાદ મેળવી ખૂબ રાજી થયા. ગંગાબાએ તેમને જમવાનો બહુ આગ્રહ કર્યો પણ તેઓ આનાકાની કરવા લાગ્યા. એ જોઈને શ્રીજી મહારાજ બોલ્યા :

“બા, તમે જે ખાવાનું બનાવ્યું હોય તે અહીં લાવો ”

ગંગાબાએ સુખડી બનાવી હતી એટલે એ સુખડી લઈ આવ્યાં. શ્રીજી મહારાજે એ સુખડી પ્રસાદી રૂપે લઈ જવાની બંને ભાઈઓને આજ્ઞા આપી. આજ્ઞાનું પાલન કરવા તેઓએ સુખડીનો પ્રસાદ પોતાના કપડામાં બાંધી લીધો. પછી કેશરા મુખી અને નાથા મુખીએ હાથ જોડી વિનંતી-પૂર્વક ઊઠવાની રજા માગી. એ વખતે પેલો ખેડૂત સત્સંગી મહારાજના કહ્યા અનુસાર તેમની પાસે આવ્યો. તેણે મહારાજને પગે લાગી કહ્યું :

“ મહારાજ, હવે હું અમદાવાદ જવા નીકળું છું આપનો સંદેશો, સામાન જે કાંઈ હોય તે સેવા કહો. જતાં પહેલાં આપે મળવાનું કહ્યું હતું એટલે આપનાં દર્શને આવ્યો છું. ”

શ્રીજી મહારાજ બોલ્યા:

" આ બંને ભાઇઓને તમે જેવી રીતે અમદાવાદથી લાવ્યા હતા તેવી જ રીતે તેમને અમદાવાદ તમારા ગાડામાં બેસાડીને પાછા લઈ જાવ. આ અમારી સેવા આજ્ઞા છે."

એ સાંભળી ખેડૂત બોલ્યોઃ

" ધન્ય ભાગ્ય મારાં કે આજે મને આપની આજ્ઞાનું પાલન કરવાનો તથા આપના સત્સંગીની સેવા કરવાનો પવિત્ર અવસર સાંપડયો છે. ઘણી ખુશીથી હું બંને ભાઇઓને મારી સાથે અમદાવાદ પાછા લઈ જઇશ."

પછી ત્રણે ય જણ શ્રીજી મહારાજને પગે લાગી ઊઠ્યા અને જેતલપુર ગામની ભાગોળે જ્યાં ગાડું છોડયું હતું ત્યાં આવ્યા. રસ્તામાં પાણી પીવા માટે ખેડૂતે પવિત્ર એવા દેવ સરોવરમાંથી પાણીનો ઘડો ગાળીને ભરી લીધો અને બળદોને પણ પાણી પીવડાવી લીધું. પછી ગાડું જોડીને અમદાવાદના રસ્તે ચાલવા માંડયું.

અમદાવાદ પહોંચ્યા પછી કેશરા મુખી અને નાથા મુખીએ જેતલપુર જવા-આવવાનું ગાડા ભાડું પેલા ખેડૂતને આપવા માંડયું. તેમણે ભાડા પેટે સારી એવી રકમ આપવા માંડી છતાં ખેડૂતે બે હાથ જોડી તેનો અસ્વીકાર કર્યો અને બોલ્યો :

" તમે બંને ભાઇઓ મારે ત્યાં મહેમાન બનીને બે દિવસ રોકાઓ એવી મારી વિનંતી છે. ધન્યભાગ્ય મારાં કે મને તમારા જેવા સત્સંગીઓની સેવા કરવાનો મહા મોંઘો લાભ મળ્યો છે. મને તમારી સેવા કરવાનો વધારે લાભ મળે તે માટે મારી ઉપર દયા કરી મારી માંગણીનો સ્વીકાર કરો અને મારા ઘરને પવિત્ર બનાવો."

ખેડૂતની વાત સાંભળી બંને ભાઇઓએ રોકાવાની લાચારી બતાવી અને કહ્યું:

" તમે અમારી જે નિઃસ્વાર્થ સેવા કરી છે તેનું ઋણ તો તમે જ્યારે અમારે ત્યાં આવશો ત્યારે અમે ચૂકવીશું પણ શ્રીજી મહારાજ તમને આ સેવાનો બદલો જરૂર આપશે."

એમ કહી શ્રીજી મહારાજે આપેલી સુખડીની પ્રસાદીમાંથી ખેડૂતને સુખડી આપીને મનનો આનંદ અનુભવ્યો અને હેતભાવથી એનાથી છૂટા પડ્યા. ત્યાંથી તેઓ શ્રીજી મહારાજ અમદાવાદમાં જ્યાં ઉતારો કરતા ત્યાં કાળુપુરના નવાવાસમાં સંતોના દર્શને આવ્યા અને પાઘડી ઉતારી પગે લાગીને સંતોની સામે બેઠા. સંતોએ શ્રીજી મહારાજના કુશળ સમાચાર પૂછ્યા. જેતલપુરમાં બંને ભાઇઓ અને શ્રીજી મહારાજ વચ્ચે થયેલી ધર્મલાભની ચર્ચાની હકીકત જાણીને સંતો બહુ રાજી થયા.

સંતોએ તેમને જળપાન કરાવ્યું અને સાંજનું જમવાનું કહ્યું. બંને ભાઇઓ યથાવત્ ભોજન લઇને સંતો સન્મુખ આવી ધર્મ ઉપદેશ સાંભળવા બેઠા. સંતોએ કેશરા મુખીને પૂછ્યું.

" ભકતરાજ, તમારા માથામાં વચ્ચોવચ્ચ આ ઊભી નિશાની શાની છે ? કાંઇ વાગ્યું છે કે શું ? "

ત્યારે કેશરા મુખી બોલ્યા:

" સ્વામી, એ નિશાની તો મારા જન્મથી જ છે. પણ શાની છે તે હું જાણતો નથી."

એ સાંભળીને સંતો બોલ્યા:

" આપણા ઇષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણે પૂર્વે થઇ ગયેલ મહાધાર્મિષ્ઠ અને સત્યવાદી મોરધ્વજ રાજાના આખ્યાનની વાતો સંતો અને હરિભકતોની સભામાં ઘણી વખત કરી છે. એ આખ્યાનની વાત તમને કહીએ છીએ તે સાંભળો."

મોરધ્વજ રાજા સત્ય અને ધર્મનું પરાકાષ્ઠાએ પાલન કરનાર સત્યનિષ્ઠ અને ધર્મનિષ્ઠ રાજા હતો. તેના ધર્મ અને સત્યની પરીક્ષા કરવા ભગવાન પોતે એક દિવસ બ્રાહ્મણનું રૂપ લઈ તેની આગળ ઉપસ્થિત થયા. પોતાને ત્યાં એક મહાન તેજસ્વી બ્રહ્મદેવનું આગમન થયેલું જોઈને રાજા સિંહાસન પરથી ઊભો થઈ ગયો અને બ્રાહ્મણની સન્મુખ પધાર્યો. હાથ જોડીને એ બ્રાહ્મણને પ્રેમપૂર્વક પગે લાગ્યો અને પોતાના સિંહાસનની બાજુમાં બ્રાહ્મણો માટે રાખેલા સિંહાસને બ્રહ્મદેવને પધરાવી તેમનું યથાયોગ્ય પૂજન કર્યું અને પાદપ્રક્ષાલન કરી ચરણામૃત લીધું.

બ્રાહ્મણ સ્વરૂપે પધારેલા પ્રભુએ રાજાને તેના સ્થાને બેસવાની આજ્ઞા કરી. પોતે બ્રાહ્મણની શું સેવા કરે એવી રાજાએ વિનંતી કરી. એ સાંભળીને બ્રાહ્મણે દાનની ઈચ્છા વ્યકત કરી અને કહ્યું :

"હે રાજન ! હું જે દાનની યાચના કરવા આવ્યો છું તે તું આપી શકીશ કે નહીં તેનું પહેલાં વચન આપ. વચન આપ્યા બાદ મને તારામાં વિશ્વાસ આવશે તો જ હું મને જોઈતા દાનની માગણી કરીશ."

એ સાંભળી મોરધ્વજ રાજા બોલ્યો :

"હે પ્રભુ, આપ જે માંગો તે આપવા હું પ્રતિજ્ઞા કરું છું."

બ્રાહ્મણે કહ્યું :

"રાજન, તારી પ્રતિજ્ઞાથી તારું પતન થશે. માટે હું તને ફરીથી વિચાર કરવાની તક આપું છું. એમ કરવાથી તું જરા પણ દોષપાત્ર બનવાનો નથી. માટે વચન આપતાં પહેલાં તું ફરીથી વિચાર કર."

રાજા બોલ્યોઃ

"પ્રભુ, આ નાશવંત જગતમાં પોતાના શરીરથી વહાલું કાંઈપણ

નથી હોતું. મને એની પણ લાલચ નથી. માટે આપ જે માંગશો તે વિના સંકોચે આપીશ. આપ ખુશીથી દાનની યાચના કરો."

રાજાની વાત સાંભળીને બ્રાહ્મણે કહ્યું :

"રાજન, તારા જેવા પવિત્ર, દાનેશ્વરી અને સત્યવાદીનું શરીર મારે જોઇએ છે. માટે તારા ડાબા શરીરનો કે જે તારી સ્ત્રીનું છે તેનો ત્યાગ કરી તારા જમણા અંગનું મને દાન કર. મને એ મળતાં પરમ સંતોષ થશે."

રાજાએ તરત જ કાશી શહેરમાંથી કરવત મંગાવી. એ જોઇને બ્રાહ્મણે રાજાને કહ્યું :

"રાજન, તારા શરીરને કરવત વડે કાપનાર તારી સ્ત્રી અને તારો પુત્ર જ હોવાં જોઈએ. તારા જેવી દાન આપવાની પવિત્ર ભાવનાથી જ શોક કર્યા વગર તારી સ્ત્રી અને પુત્ર તારા ભાગના શરીરનું દાન કરશે તો જ હું તે ગ્રહણ કરીશ. માટે દાન કરતાં પહેલાં તું તેમને પૂછી જો. તેમના મોં ઉપર જરા પણ દિલગીરીનો ભાવ દેખાશે તો તારું દાન મને ખપશે નહીં. અને કરવતથી કપાયેલા અડધા ભાગને તે જ ઘડીએ પડતો મૂકીને ચાલ્યો જઈશ જેનું મહાપાપ તને લાગશે. માટે ફરીથી વિચાર કરી જો. એ રીતે ફરીથી વિચાર કરીશ તો પણ તું સહેજ પણ દોષમાં પડીશ નહીં."

રાજા તો દાન આપવા બાબતે મક્કમ હતો. તેને ખાતરી હતી કે તેની સ્ત્રી અને પુત્ર પણ હસતે મોંએ તેના અડધા અંગને કાપીને દાનમાં આપશે. એટલે એ બોલ્યો :

"પ્રભુ, મને શરમાવો નહીં. આવું મહાદાન આપવાની જે તક મને મળી છે તે હું ખોઈ બેસું તેવું કાંઇ પણ મારી પાસે કરાવો નહિ. મારી સ્ત્રી અને પુત્ર હસતે મોંએ કરવતથી મારું અંગ કાપી આપને દાનમાં આપશે."

આમ બોલી રાજાએ પોતાની સ્ત્રી અને પુત્રને બોલાવ્યાં. તેમના હાથમાં કરવત પકડાવી પોતે સ્વસ્થ મને નીચે બેસી ગયો અને યાચક બ્રાહ્મણે જ્યાં બતાવ્યું હતું ત્યાંથી શરીરને કાપવાનું શરૂ કરાવ્યું. જેવી કરવત માથામાં મૂકી કે તરત જ લોહીની ધારા નાક ઉપર થઈને વહેવા લાગી. માથું કાપતી કાપતી કરવત જ્યાં લલાટ પાસે આવી કે બ્રાહ્મણે પોતાનું અસલ સ્વરૂપ પ્રગટ કર્યું અને ચતુર્ભુજ સ્વરૂપે દર્શન આપી રાણી અને પુત્ર પાસેથી કરવત છોડાવી. પોતાના હાથે માથામાંથી કરવત કાઢી ભગવાને રાજાનું માથું સૌના દેખતાં યથાવત કરી દીધું અને પ્રસન્ન ચિત્તે રાજાને ઉદ્દેશીને કહેવા લાગ્યા :

"હે રાજન ! ધન્ય છે તને અને ધન્ય છે તારી સ્ત્રી તથા તારા પુત્રને ! આવું આકરું દાન આપવામાં સહેજ પણ પાછી પાની નથી કરી એવાં તમને ત્રણેયને ધન્ય છે, ધન્ય છે. તમને ઇચ્છા આવે તે વરદાન માગો."

એ સાંભળીને મોરધ્વજ રાજા બોલ્યો :

"ભગવાન, આવી કારમી કસોટી અન્ય કોઈ મનુષ્યની કરશો નહિ. મારે આ લોકનું કોઈ નાશવંત સુખ જોઈતું નથી. મારો જીવાત્મા અનંતકાળથી આ નાશવંત એવા ભવસાગરમાં ભટક્યા કરે છે. સાચા સંત સમાગમથી પ્રગટ ભગવાનનો મને પરિચય થાય અને એ રીતે આત્યંતિક મોક્ષ પ્રાપ્ત થાય એવું વરદાન આપો."

રાજાની રાણી તથા પુત્રે પણ એ જ માગણી કરી. ભગવાન અતિ પ્રસન્ન થઈને 'તથાસ્તુ' કહી અદૃશ્ય થઈ ગયા.

આવી રીતે સંત મહાત્માઓએ કેશરા મુખીના પૂર્વજન્મનો વૃત્તાંત ટૂંકમાં કહી સંભળાવ્યો. પછી તેઓ કેશરા મુખીને ઉદ્દેશીને બોલ્યા :

" ભક્તરાજ, તમારા માથામાં આ જે ચિહ્ન છે તે તમારા પૂર્વજન્મની નિશાની છે જેનું આજે સૌને દર્શન થઈ રહ્યું છે. એ

પવિત્ર અને અદ્દભુત ચિહ્ન આ જન્મમાં પ્રભુએ તમને તમારા પૂર્વ-જન્મના વૃત્તાન્તની સાબિતી રૂપે આપ્યું છે.”

કેશરા મુખીએ મહાત્માઓને કહ્યું:

“ મારા પૂર્વજન્મનો વૃત્તાન્ત શ્રીજી મહારાજ તથા આપ જાણો છો એથી એ સત્ય હશે. અમને પ્રગટ ભગવાનના તથા આપના જેવા સંત મહાત્માઓના સમાગમ તથા દર્શનની અમૂલ્ય ભેટ મળી તેથી અમે બહુ જ પ્રસન્ન થયા છીએ.”

એ પછી સંતોએ બંને ભાઈઓને જીવાત્માના મોક્ષ માટે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભગવાનના માહાત્મ્ય સહિત ભક્તિનો ઉપદેશ કર્યો. એ સાંભળ્યા બાદ બંને ભાઈઓએ શયન કર્યું. સવારે વહેલા ઊઠી શૌચાદિથી પરવારી, દાતણ કરી પવિત્ર જળથી સ્નાન કર્યું અને નિયમ મુજબ પૂજાપાઠ કરી સંતો સન્મુખ થઈ સ્વદેશ પાછા ફરવાની આજ્ઞા માગી. સંતોએ તેમને આશીર્વાદ આપ્યા અને તેમને જમાડીને વિદાય આપી. રસ્તામાં ખાવા માટે ભાથું પણ બાંધી આપ્યું.

કેશરા મુખી અને નાથા મુખી કચ્છમાં પોતાને વતન પાછા આવ્યા. પોતાના સનાતન ધર્મનો પવિત્ર પ્રચાર પોતાનાં સગાં–સંબંધીઓમાં ચાલુ રાખ્યો. જે જે મુમુક્ષુ જીવોને તેઓ ભગવાન સંબંધી વાતો કરતા ગયા તે તે તેમની વાતો ગ્રહણ કરતા ગયા અને તેમના સાથીદાર બનતા ગયા. આ રીતે તેમનું સંખ્યાબળ વધતાં સંગઠન મજબૂત થતું ગયું.

Year: 1812-13

થોડાં વર્ષો પછી વિ. સં. ૧૮૬૯ની સાલમાં કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતમાં ભયંકર દુકાળ પડયો. કેશરામુખી જાતે ભૂજ ગયા અને હજૂર સાહેબને મળ્યા તથા મૂંગાં પ્રાણીઓ અને ગરીબ માણસોને દુકાળના કઠણ કાળમાંથી પાર ઉતારવા ઘાસ, અનાજ તથા પાણીની સગવડ કરી આપવા વિનંતી કરી. મહારાવે મુખીની વિનંતીનો સ્વીકાર કર્યો અને કચ્છ રાજ્ય તરફથી ભૂજના સુંદરજી શેઠને બોલાવી તેમના

દ્વારા દુકાળનો ભોગ બનેલ માણસો અને પ્રાણીઓ માટે રાહતની સગવડ કરવાની વ્યવસ્થા ગોઠવી. એ પ્રમાણે તાલુકાવાર રાહતકાર્યોની શરૂઆત થઈ. કેશરા મુખીએ પોતાનાં તન, મન અને ધનનો છૂટા હાથે ઉપયોગ કરી પોતાનાથી બનતી સેવા કરી. આ રીતે મુખી પોતાના જીવન દરમિયાન પોતાનાથી બનતા ધર્મકાર્યમાં આગળ પડતો ભાગ લેતા અને મનુષ્ય જન્મને સાર્થક કરવામાં તત્પર રહેતા

કચ્છમાં માથા સાટે ભગવાન સ્વામિનારાયણનું કામ કરનાર મરજીવાઓમાં કેશરા મુખી, નાથા મુખી, વસ્તા લખુ વાસાણી, ગડાનીવાળા નાઈયા કરશન ગોગારી અને અંગિયાવાળા અબજી કરશન ભગત મુખ્ય હતા. એ લોકો પાંચ પાંડવો જેવા નીડર અને ધર્મવીર હતા. વિક્રમ સંવત ૧૮૭૨ના ભાદરવા વદ ૭ ના રોજ નેત્રા ગામે તે વખતના જૂના કલ્પિત ધર્મના સ્થાન સામે ઊભા રહી આ વીર ધર્મપુરુષોએ પડકાર ફેંક્યો કે "આપણો જૂનો ધર્મ એક કલ્પિત અને પાંખડ ધર્મ છે. એવા ધર્મને આપણે ક્યારેય માનવો જોઈએ નહીં." આમ કહીને એ લોકો જૂના ધર્મનાં દૂષણોનો છડે ચોક ભંગ કરવા લાગ્યા.

**વિરોધની શરૂઆત**
Original date recorded as per VS Asadh (Kutchi Calendar) Date: VSA: Mon, 25-Sep-1815

This has to co-relate with the next event mentioned in the book i.e., meeting of 3 panchadas on 19-Apr-1816

જૂના ધર્મનાં પાખંડો અને દૂષણોને ખુલ્લા કરતા તેમના શબ્દોના ગોળાઓએ જૂના ધર્મની સજ્જડ ઇમારતના પાયાને જડમૂળથી હચમચાવી નાખ્યા. કચ્છના તે વખતના કડવા પાટીદાર જ્ઞાતિના જૂના કલ્પિત ધર્મના ભાઈઓનાં કાળજાં કંપી ઊઠયાં. કેટલાક અજ્ઞાની અને અણસમજુ કણબીઓમાંથી કેશરા મુખીનું કાસળ કાઢી નાખવાનો પાપી વિચાર પણ આવ્યો. અનેક વખત કેશરા મુખી અને જૂના ધર્મવાળા વચ્ચે શબ્દોનાં વાગ્યુદ્ધો થતાં. પણ કેશરા મુખીની સત્ય વાતો સામે એ લોકોનું જોર ચાલતું નહીં.

હવે જૂના ધર્મવાળાએ તેમની બાજી બદલી. તેમણે ત્રણેય પાંચડાના જ્ઞાતિ આગેવાનોને ભેગા કરી કેશરા મુખી તથા તેમના સાથીદારોને નાત તરફથી સજ્જડ સજા કરાવવાના પ્રયાસો શરૂ કર્યા. વિ. સં. ૧૮૭૨ના ચૈત્ર વદ ૭ના રોજ આખી નાતના ગઢેરાઓએ વિથોણ ગામે કડવા પાટીદારના ધર્મસ્થાને આખી નાતને ભેગી કરી. તેમાં

કેશરા પરમેશ્વરા સામે પગલાં લેવા ભેગી થયેલ ત્રણ પાંચડાની જ્ઞાત
Date: VSAK: Fri, 19-April-1816

કેશરા મુખી અને તેમના સાથીદારોને ખાસ આમંત્રણ અપાયાં હતાં. એટલે નક્કી કરેલા દિવસે કેશરા મુખી અને તેમના સાથીદારો વિથોણ ગામે આવ્યા. નાતના આગેવાન ગઢેરાઓની કરડાકી જોઇને નાથા મુખીએ કેશરા મુખીને કહ્યું :

"ભાઇ, એક બાજુ આખી નાત છે અને બીજી બાજુ આપણે પાંચ જણ એકલા છીએ તો આ જુલ્મી ગેઢેરાઓને આપણે પહોંચી શી રીતે શકીશું ?"

ત્યારે કેશરા મુખીએ જવાબ વાળ્યો :

"અસત્યનો બેલી હંમેશાં ભગવાન છે. કૌરવોની અસંખ્ય સેના સામે ભગવાન શ્રીકૃષ્ણે પાંડવોની રક્ષા કરી હતી. આપણે તો સત્યને જ રાખ્યું છે. સત્ય એ જ પરમેશ્વર છે. એટલે જેને પડખે સત્ય રૂપી ભગવાન છે એની રક્ષા ભગવાન જ કરશે ! આપણી ફિકર ભગવાનને છે. આપણે તો આપણું કર્તવ્ય કરતા રહીએ. આપણે ફિકર રાખવાની જરૂર નથી. ફિકર કરવી એ કાયરતાની નિશાની છે."

કેશરા મુખીનાં વીર તથા ધર્માભિમુખ વચનો સાંભળી નાથા મુખી અને તેમના સાથીદારોની હિંમત વધી. રાત્રે બધાએ નાતમાં બેસી સમૂહ ભોજન લીધું. પછી નાતના તમામ આગેવાનો સભામાં હાજર થયા. નાતમાં થનારી સામાજિક ચર્ચા સાંભળવા તથા જોવા માટે આજુબાજુનાં ગામડાંમાંથી ઘણા ભાઇઓ વિથોણ આવ્યા હતા. છેવટે નાત શરૂ થઈ.

શરૂઆતમાં નાત વતી નખત્રાણાના પટેલ ભોજા માનાણીના વંશના શ્રી. અખઈ માનાણીએ ઊભા થઇને કેશરા મુખીને ઠપકો આપતાં કહેવા માંડ્યું :

"મુખી, તમે એક પાંચડાના આગેવાન થઇ આપણી નાતના ઠરાવનો ભંગ કર્યો છે એમ આખી નાતનું માનવું છે. એ ખરૂં છે કે ખોટું ?"

"ખરું છે તેમ ખોટું પણ છે." કેશરા મુખીએ શાંતિથી ઠંડે કલેજે જવાબ આપ્યો.

આ સાંભળી આગેવાનો બોલી ઊઠયા :

"ખોટું નથી પણ ખરું છે. તમે નાતના ઠરાવનો ભંગ કર્યો છે એટલે તમે અને તમારા સાથીદારો નાતના ગુનેગારો બન્યા છો. તે માટે નાત તમને લોકોને જે સજા કરે તે ભોગવવી જ પડશે. તેમ કરવામાં જરા પણ આનાકાની કરશો તો તમને અમારે નાત બહાર મૂકવા પડશે. બોલો તમારો શો વિચાર છે ?"

આ સાંભળીને ત્યાં બેઠેલા બીજા નાના મોટા નાતીલાઓએ પણ તેમાં હાજિયો પુરાવ્યો અને એ પાંચે ય જણને સજા થવી જ જોઇએ એવી માગણી કરી. જો એમણે સજા ન ભોગવવી હોય તો તેમણે નાતને પગે પડી માફી માંગવી જોઇએ અને ભૂલ કર્યાનો એકરાર કરી મુચરકો લખી આપવો જોઇએ કે અમે અમારી ભૂલનો એકરાર કરીએ છીએ. અમે સ્વામિનારાયણ ધર્મ છોડીને આપણો જૂનો ધર્મ અપનાવશું અને જૂના ધર્મ વિરુદ્ધ કોઈ જાતનો પ્રચાર કરીશું નહીં. આવું જો આ પાંચેય લખી આપે તો તેમને સજા ન કરવી, નહીં તો તેમને સજા કરવી યા નાત બહાર મૂકવા. તેમનાં છોકરાંનાં થયેલાં સગપણ સાંતરાંનાં લેવણ દેવણના સઘળા સંબંધો તોડી નાખવા અને આ પાંચેયને અપમાન સાથે નાતમાંથી ઉઠાડીને કાઢી મૂકવા. નાત એવો લેખિત ઠરાવ કરે એવી બધાએ માગણી કરી.

કેશરા મુખી અને તેમના સાથીદારોનાં કઠણ કાળમીંઢ પથ્થર જેવાં કાળજાંને કચડી નાંખતા હોય તેમ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના ગેઢેરાઓના શબ્દો ફિરંગીઓની તોપના ગોળાની જેમ નાતની સભામાં ગાજવા લાગ્યા. પણ કેશરા મુખી અને તેમના સાથીદારોએ એ ગોળાઓ સામે પોતાની ધીરજ રૂપી ઢાલ ધરી. કેશરા મુખી અને તેમના સાથીદારોએ નાત સામે ઊભા થઈ હાથ જોડીને વિનંતી કરી કે જો નાત અમને રજા આપે તો અમારે નાત આગળ બે બોલ રજૂ કરવા છે. નાતના આગેવાનોએ એ સાંભળીને કહ્યું :

"તમારી શું ઇચ્છા છે? નાતની એક શરત એ છે કે જો તમારી વાત નાતને રૂચશે તો જ એ તે સાંભળશે. જો નહીં રૂચે તો જરા પણ કબૂલ કરશે નહીં. હવે જે વિચાર હોય તે નાત આગળ રજૂ કરો."

ત્યારે કેશરા મુખીએ હાથ જોડી વિનંતીપૂર્વક જવાબ વાળ્યો:

"આપણી નાત તરફથી અમને જે હુકમ ફરમાવવામાં આવ્યો છે તે અમે શાંતિથી સાંભળ્યો છે. હવે નાત અમારી વાત સાંભળે એવી અમારી વિનંતી છે. નાતને અમારી નમ્ર અરજ છે કે સમાજ એ ભગવાનનું જ સ્વરૂપ છે અને આપણા બધાંની જનેતા છે. એવી આપણી જનેતા સમક્ષ નિષ્પક્ષપાતી રીતે જે કાંઈ ચર્ચા વિચારણા થાય અને તેને અંતે હાજર રહેલા સમાજના ભાઈઓની અનુમતીથી જે કાંઈ ઠરાવ થાય એ ઠરાવ પસાર થયો કહેવાય.

"અહીં અમે પાંચ જણ હાજર હોવા છતાં અમારો કોઈ પણ જાતનો અભિપ્રાય કે ખુલાસો સાંભળ્યા વગર અમને પાંચ જણને કડક સજા કરવાની સમાજે જે ચર્ચા વિચારણા કરી છે તે તદ્દન ગેરવ્યાજબી છે. એમાં અમને સહેજ પણ વજૂદ દેખાતું નથી. એ વિચારણા બિલકુલ એક તરફી છે. અમે સમાજને વિનંતીપૂર્વક પૂછીએ છીએ કે સમાજ અમને કયાં કારણોસર એક તરફી સજાનો હુકમ કરવા માંગે છે? સમાજ અમને તે સારી રીતે સમજાવે. અમે નાતના કયા નિયમો યા ઠરાવોનો ભંગ કર્યો છે તે પણ અમને જણાવવા વિનંતી છે"

આ સાંભળીને આગેવાનોએ કહ્યું:

VSAK: 19-Jan-1776

"વિક્રમ સંવત ૧૮૩૨ના ફાગણ વદ ૧૩ના રોજ નખત્રાણા ગામના આપણા ધર્મસ્થાને ધર્મ સંબંધી જે ઠરાવ થયો હતો તે ઠરાવ આપણો ધર્મ પાળવાવાળા સઘળા લોકોને બલ્કે આખી કચ્છ કડવા-પાટીદાર જ્ઞાતિને બંધનકર્તા છે."

મુખી: ધર્મ બાબતના ઠરાવને નાત સાથે કાંઈ લાગે વળગતું

નથી. ધર્મ અને સમાજના નિયમો અને તેમના ઠરાવો જુદા જ હોય છે. એટલે એ ધર્મના ઠરાવો જૂના કલ્પિત ધર્મને માનતા હોય તેવા ભાઇઓને જ લાગુ પડે. એમાં જે ન માનતા હોય તેમને તે લાગુ ન પડે. ધર્મ અને સમાજ જુદા છે.

આગેવાનો : પણ એ ઠરાવમાં તમારા આગેવાન વડીલોની સહીઓ છે જે તેમના વંશ વારસોને પણ કબૂલ મંજૂર હોય છે.

મુખી : કોઈના પણ પૂર્વજોએ કરેલા સામાજિક કે રાજકીય ગુના બાબતે તેમની પાછળની પેઢીએ એટલે કે તેમના ભાવિ વારસોએ સજા ભોગવવી જોઇએ તેવું કયા ધર્મનાં શાસ્ત્રોમાં કે રાજ્યના કાયદામાં લખ્યું છે તે અમને જણાવો. આપણા હાલના જૂના કલ્પિત ધર્મને અમે અને અમારા વડીલોએ જ્યાં સુધી માન્યો હતો ત્યાં સુધી અમે તે ધર્મના ઠરાવોને પૂરી રીતે માન આપ્યું હતું અને યથાર્થ રીતે પાલન કર્યું હતું. પણ અમે જયારથી એ ધર્મનો ત્યાગ કર્યો છે ત્યારથી ધર્મ બાબતના ઠરાવ અમને કબૂલ મંજૂર નથી. અમે એ ઠરાવોને હાલમાં તથા ભવિષ્યમાં પણ માનવાના નથી. અમે આપણા જૂના કલ્પિત ધર્મ અને તેના ધર્મગુરુઓએ કરેલા ઠરાવો ઉપરથી અમારો સંપૂર્ણ હક્ક ઉઠાવી લીધો છે.

હવે વાત રહી સમાજ અને નાત અંગેની. સમાજને હાનિકારક કે નાતને લાંછન લાગે તેવાં કાર્યો કરવાં તેમજ તે કાર્યો કરનારને સાથ આપવો અને સમાજનો વિશ્વાસઘાત કરવો યા સમાજનું અપમાન કરવું કરાવવું વગેરે બાબતે જો સમાજ ઠરાવ કરે તો તે ગુનેગારને સજા કરવા તેમ કરે છે એમ કહેવાય કારણકે એવા લોકો સમાજના ખરા દુશ્મન હોય છે. અમે જો કોઇ એવો સામાજિક ગુનો કર્યો હોય તો તેવા ગુનાની સજા ભોગવવા અમે તૈયાર છીએ. પરંતુ આપ સૌ જેની વાત કરો છો તે તો ધર્મનો ઠરાવ છે. એનો જો કોઇ ભંગ કરે તો તે ધર્મના ધર્મ-ગુરુઓએ ભંગ કરનારનો જવાબ લેવો જોઇએ પણ નાતને ધર્મ બાબત

ખુલાસો પૂછવાનો કોઇપણ જાતનો અધિકાર નથી. ધર્મ એ મનની માન્યતા છે તેથી ધર્મ બદલી શકાય છે પણ સમાજ બદલી શકાતો નથી.

આગેવાનો : મુખી, નાતના એક આગેવાન થઇને તમે નાતને માન આપો છો કે તેનું અપમાન કરો છો ?

મુખી : નાત જેમ સમજે તેમ !

આગેવાનો : આ સમગ્ર નાત તમને પૂછે છે કે જ્યારે આપણા બાપદાદાએ સ્વીકારેલો ધર્મ તમે છોડયો ત્યારે આપણા સમાજના આગેવાનોને તમે પૂછયું હતું કે અમે ખુશીથી બીજો ધર્મ સ્વીકારીએ ?

મુખી : આપણો હાલનો જૂનો કલ્પિત ધર્મ કોણે સ્વીકારેલો ? આપણે કે આપણા વડીલોએ ?

આગેવાનો : આપણા વડીલોએ.

મુખી : આપણા વડીલોએ તે વખતનાં અસલ વૈદિક સનાતન ધર્મ છોડીને બીજો એટલે કે હાલનો જૂનો કલ્પિત ધર્મ સ્વીકાર્યો ત્યારે તેમણે સનાતન ધર્મ પાળવાવાળા સમાજના વડીલોને પૂછયું હતું કે નહીં ?

આગેવાનો : એ વાતની અમને ખબર નથી.

મુખી : આપણા વડીલોએ જ્યારે હાલનો જૂનો કલ્પિત ધર્મ સ્વીકાર્યો ત્યારે તેમણે તેમના વડીલો અને સમાજના આગેવાનોને પૂછયું હોય એમ ક્યોય જણાતું નથી.

તેઓ સ્વેચ્છાએ જ નંદનવન જેવા ગુજરાત દેશને છોડી આ ઉજ્જડ, ડુંગરાળ, કાંકરાવાળી, સૂકકી કચ્છની ભૂમિમાં આવેલા આ વાત તમે અને અમે બહુ સારી રીતે જાણીએ છીએ. એટલે કોઈ ધર્મ પાળવો કે ન પાળવો એ દરેક મનુષ્યની પોતાની મરજીની વાત છે. ધર્મ એ કોઈ

નાત કે જાત નથી. ધર્મ મનની માન્યતા છે. એટલે આ બાબતમાં અમે કોઇ રીતે ગુનેગાર છીએ નહીં.

આગેવાનો : આપણા વડીલોએ સ્વીકારેલા ધર્મને માન આપવું એ આપણી ફરજ ખરી કે નહીં ?

મુખી : આપણા વડીલોએ તેઓના વડીલોના વૈદિક ધર્મને તથા જ્ઞાતિને માન આપ્યું નથી પણ સમાજ અને સનાતન ધર્મનું અપમાન કર્યું છે તેમજ અપમાન કરાવ્યું છે. અમે એવા ધર્મને જરાપણ માનતા નથી.

આગેવાનો : મુખી, આ શબ્દો તમે બોલતા નથી. પણ તમારી પાછળ રહેલી વજ્ર જેવી રાજ્યની સત્તાપીઠ તમને એ બોલાવે છે. જો તમે આપણા સમાજના હુકમને માન નહીં આપો તો નાત તમને કડકમાં કડક સજા ફરમાવશે.

મુખી : સજા ગુનેગારને હોય છે, બિનગુનેગારને નહીં. ખરું પૂછો તો ગુનેગાર અમે નહીં, તમે બધા છો. ધર્મને તમારી નાત સમજી, તેના નામે સર્વસત્તાધીશ બની તમે બધા હિન્દુ સમાજ ઉપર ઔરંગઝેબી જોહુકમી ચલાવો છો, મોગલશાહી અમલ ચલાવો છો. તમારો એ નર્યો સિતમ છે. એવા ભયંકર અન્યાય સામે અમે મરતાં સુધી પણ અમારાં માથાં નમાવવાનાં નથી. તમારે જે સજા કરવી હોય તે કરો. અમે તે માનતા નથી.

આજે તમને સૌને કાન ખોલીને સાંભળી લેવા કહું છું કે આપણી નાતના ગઢેરાઓ ધર્મને નામે આપણી નાતના ગરીબ ભાઈઓ-બહેનો ઉપર જો સિતમગારીનો જુલમી અમલ ચલાવશે તો મરે ના છૂટકે આપણા મહારાવ સમક્ષ તમારી સૌની સામે ફરિયાદ કરવી પડશે. તેનાં માઠાં પરિણામ ભોગવવા માટે તમારે બધાએ તૈયાર રહેવું પડશે. માટે તમને સૌને હાથ જોડીને વિનંતીપૂર્વક હું કહું છું કે ધર્મને નામે સિતમગીર રૂત્તા આપણા

કોઈપણ ધર્મપ્રેમી ભાઈઓ ઉપર ચલાવાશો નહીં તેમ કરવાના પરિણામ ગંભીર આવશે એ ખસૂસ માનજો.

કેશરા મુખીના સિંહ ગર્જના જેવા જવાબો સાંભળી નાતના ગઢેરાઓના સાંધેસાંધા ઢીલા થઇ ગયા મુખીના જવાબો સામે બીજા સવાલો કરવાના નાતના ગઢેરાઓ કે અન્ય નાતીલાઓની હિંમત ન ચાલી. ઊલટું, સમાજમાં બેઠેલા કેટલાક સમજુ ભાઇએ ને કેશરા મુખીની વાત સત્ય જણાઈ. મુખીની વાત બાબતે એ લોકોની અંદર ચર્ચા થવા લાગી અને છેવટે સમગ્ર સમાજે એક મૌખિક ઠરાવ કર્યો કે "આ બાબતનો ખુલાસો કરવા-ઠરાવ આપણે આપણા હાલના ધર્મગુરુને જણાવવું અને તે જેમ કહે તેમ આપણે બધાએ વર્તવું." બીજે દિવસે સવારે સૌ નાતીલાઓને સમાજ તરફથી ઘેર જવાની રજા મળી એટલે સૌ પોત પોતાને ગામ જવા રવાના થયા.

કેશરા મુખી પણ તેમના સાથીદારો સાથે નેત્રા ગામ આવ્યા. તેમણે તેમના સાથીદારોને અનુરોધ કર્યો કે હવે આપણે સ્વામિનારાયણ ધર્મનો બરાબર પ્રચાર કરવો જોઇએ અને જૂના કલ્પિત ધર્મમાં ફસાયેલાં આપણાં ભાઈ-બહેનોને તેમાંથી જેમ બને તેમ વહેલાં મુક્ત કરવા જોઇએ. બધાએ આ બાબતે ઊંડી ચર્ચા-વિચારણા કરી અને તે અંગેના મૌખિક ઠરાવ કરી સૌ પોત પોતાને ઘેર જવા રવાના થયા. મુખીના સૌ સાથીદારો પોત પોતાના કુટુંબમાં તેમ જ સગાંવહાલાં અને લાગતા વળગતા લોકોમાં સ્વામિનારાયણ ધર્મનો જોરશોરથી પ્રચાર કરવા લાગ્યા. અને જૂના ધર્મનું સાચું પોલ શું છે તે સમજાવવા લાગ્યા

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના ગઢેરાઓએ વિથોણ ગામમાં જે મૌખિક ઠરાવ કરેલો હતો તેને તેમણે તેમના ધર્મગુરુઓને મોકલી આપ્યો. ધર્મગુરુઓએ મળીને વિચાર કર્યો કે "આપણો હાલનો જે ધર્મ છે તેમાં સાર અસાર શું છે તે આપણે બધા સારી રીતે સમજીએ છીએ. એટલે હવેથી જો આપણે કોઈ ધર્મ સામે વાંધો લઇશું તો તેમાં આપણે ફાવવાના નથી. એટલે આપણે કોઈ ધર્મ સામે વાંધો ઉઠાવવો નહીં.

સૌએ પોત પોતાનો ધર્મ સંભાળવો." આ મતલબનો કાગળ લખી તેઓએ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના બધા પાંચડાના આગેવાનોને મોકલી આપ્યો. કાગળમાં તેમણે વધારામાં જણાવ્યું કે "જૂનો ધર્મ પાળવાવાળાં ભાઈઓ અને બહેનોએ કેશરા મુખીના ધર્મમાં ન ફસાઈ જવાય તેની ખાસ તકેદારી રાખવી. ઝગડો કરવાથી ધર્મમાં જ ફાટફૂટ પડશે અને આપણું સંખ્યાબળ તૂટશે. આગળ જતાં શું થાય છે તે જોયું જશે. કેશરા મુખી શિરજોર માણસ છે એટલે તેમની સાથે ઉપરથી મેળ રાખવો. એવા માણસને બળથી નહીં પણ કળથી જીતાય એવો આપણા ધર્મનો મત છે."

## અંગિયા ગામમાં અબજી ભગત સાથે જૂના ધર્મપ્રેમી ભાઈઓને થયેલી અથડામણ

કેશરા મુખી અને નાથા મુખીને વિચાર આવ્યો કે આપણે આપણા ઈષ્ટદેવ સ્વામિનારાયણ ભગવાનનાં ફરીથી દર્શન કરવા અમદાવાદ જવું. બે જ દિવસ પછી બધાં કામ પતાવીને અમદાવાદ અને ત્યાંથી ગઢડા જવાનું એમણે ગોઠવ્યું. આ સંકલ્પ તેમણે કર્યો હતો પણ સંકલ્પી તો ભગવાન જ હોય છે. સદ્વિચારના સંકલ્પને સિદ્ધિ અપાવનાર ભગવાન જ હોય છે. કેશરા મુખીએ ફરીથી સ્વામિનારાયણ ભગવાનનાં દર્શન કરવાનો સંકલ્પ કર્યો પણ

મનુષ્ય જાણે કે મેં કરું પણ કરતલ દુજો હોય
આદર્યાં અધવચ રહે ને હરિ કરે સો હોય.

મારફૂટ કરવાનો દાખલો

એ સૂત્રને આધારે બન્યું એવું કે જે દિવસે કેશરા મુખી અને નાથા મુખી અમદાવાદ જવા રવાના થવાના હતા તેના આગલે દિવસે જ અંગિયા ગામે એક દુઃખદ અને અણછાજતો બનાવ બન્યો. નેત્રા ગામે કેશરા મુખીને સમાચાર મળ્યા કે અબજી કરશન ભગતને અંગિયા ગામના જૂના ધર્મના ધર્મસ્થાનમાં બોલાવીને જૂનાં ધર્મપ્રેમી ભાઈઓએ અમાનુષી માર માર્યો હતો. આ સમાચાર સાંભળીને મુખીને ઘણું જ

દુઃખ થયું આ વખતે નાથા મુખી બહારગામ હતા. કેશરા મુખીએ તેમને બહારગામથી બોલાવ્યા અને બધી બીનાથી વાકેફ કર્યા. આ આ બધામાં બાર કલાક જેટલો સમય પસાર થઈ ગયો. તેમણે અમદાવાદ જવાનું માંડી વાળ્યું અને અંગિયા જવાનું નક્કી કર્યું. તેમણે વાડીએથી ઘોડી મંગાવી અને વાળુ પાણી કરીને રાતોરત કેશરા મુખી અંગિયા જવા રવાના થયા. અંગિયા ગામે પહોંચી કેશરા મુખી સીધા અબજી ભગતને ઘેર ગયા. મુખીના આગમનથી અબજી ભગતને નવું જીવન મળ્યું. મુખીને જોતાં જ ભગત મારની બધી વેદના વીસરી ગયા. તેમણે મુખીને જમવાનો આગ્રહ કર્યો પણ મુખી ઘેરથી જમીને આવ્યા હતા તેથી તેમણે ના પાડી. ઘોડીને લીલું ઘાસ અને જોગણ આપ્યું. અબજી ભગતને જોતાં જ કેશરા મુખીની આંખોમાં આંસુ આવી ગયાં પણ ધીરજથી મનને શાન્ત કર્યું. પરોપકારી પુરુષ બીજાનું દુઃખ સહન કરી શકતો નથી. કેશરા મુખીએ ભગતને બહુ આશ્વાસન આપ્યું. પછી શું બન્યું એની પૂરી વિગતો જાણવા અબજી ભગતને પૂછ્યું : "ભગત, હવે તમે મને કહો કે આ બધું કેમનું બન્યું ?"

અબજી ભગત બોલ્યા :

"બે દિવસ પહેલાં આપણા જૂના ધર્મપ્રેમી ભાઈઓએ મને જૂના ધર્મસ્થાનમાં બોલાવ્યો હતો. એ લોકોએ મને કહ્યું કે 'તારે જો આ ગામમાં રહેવું હોય તો આ તારા સ્વામિનારાયણની કંઠી તોડીને નાખી દે અને જૂના ધર્મમાં પાછો આવી જા. એમ નહીં કરું તો આ ગામમાં રહેવું ભારે પડશે.' એમણે આવી ધમકી આપી એટલે મેં એનો વિરોધ કર્યો અને અમારી વચ્ચે ઉગ્ર જીભાજોડી ચાલી. મેં કહ્યું : 'તમારામાં હિંમત હોય તો પહેલી કેશરા મુખીની કંઠી તોડાવો. પછી બીજી વાત કરો. કદાચ મુખી તમારી દમદાટીથી બી જઈને કંઠી ઉતારી નાખશે તો પણ હું મારી કંઠી ઉતારવાનો નથી. મરી જઈશ તો પણ તમારા ધર્મને માથું નમાવીશ નહીં. મારા ઇષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણને મારા અંતરમાંથી સહેજ પણ અળગા કરવાનો નથી. મને પૂરેપૂરી શ્રદ્ધા છે કે મારો ઇષ્ટદેવ મારી રક્ષા કરશે.' આ પ્રમાણે અમારી વચ્ચે ક્યારેક

શાંત તો ક્યારેક ઉગ્ર જીભાજોડી ચાલી. એવામાં ચાર જણાએ ઊઠીને મને મોંઢા ઉપર થપાટો મારી. બીજાઓએ ચામડાનું દોરડું (નાડી) લઇને મારા હાથપગ બાંધી દીધા અને માલોળામાં મને ઊંચે બાંધ્યો. પછી એ લોકોએ કહ્યું :

'બોલ, હવે તું ક્યાં જવાનો છે? હવે તારે કંઠી તોડવી છે કે નહીં ?'

મેં સાફ ના પાડી દીધી. એ સાંભળીને એમણે લાકડી વડે ઢોરની જેમ મને મારવા માંડ્યો. મેં રાડો પાડવા માંડી એટલે એમણે મને માલોળામાંથી નીચે ઉતારી, હાથ પગ છોડી નાખી, ધક્કા મારીને ધર્મ-સ્થાનની બહાર કાઢી મેલ્યો. મને એટલો બધો માર પડ્યો હતો કે મહા મુશીબતે હું ઘેર પહોંચ્યો. ઘરનાં માણસોએ મારના ઘા ઉપર શેક તથા દેશી દવાના ઉપચારો ચાલુ કર્યા. આ બધો સમય મેં આપણા ઇષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણને મારા અંતરમાંથી સહેજ પણ અળગા કર્યા નથી. ઇષ્ટદેવના સ્મરણથી અને તાત્કાલિક કરેલા ઉપચારો અને પાટાપીંડીથી મને અત્યારે ઘણો જ આરામ છે. વળી, મારી સંભાળ લેવા શ્રીજી મહારાજે તમને મોકલ્યા. તમને જોઇને મને વધુ આરામ થયો છે."

આ બધું સાંભળીને તથા ભગતને પડેલો માર જોઇને કેશરા મુખી-ના અંતરમાં ક્રોધનો દાવાગ્નિ ભભૂકવા લાગ્યો. પણ સંયમ સમજણથી ક્રોધને એમણે શાંત કર્યો. મુખી તે દિવસે અંગિયા ગામે રોકાઇ ગયા. ગામના જૂના ધર્મના આગેવાનોને બોલાવીને એમણે કહ્યું :

"આજે સાંજે જૂના ધર્મસ્થાનમાં આપણા સમાજના નાના મોટા બધા ભાઇઓએ ભેગા થવાનું છે. જે કોઈ રાત્રે નહીં આવે એણે બીજે દિવસે સવાર પડતાં પહેલાં નખત્રાણાની જેલ ભેગા થવું પડશે."

કેશરા મુખીની ધમકીથી સાંજે વેળાસર વાળુપાણી કરી થોડા

ભાઈઓ ધર્મસ્થાને આવ્યા. કેશરા મુખી પણ પોતાના માણસોના ટેકાને આધારે અબજી ભગતને લઈને આવી પહોંચ્યા હતા. મુખીના આગમનથી ગામના સમાજના આગેવાનો નરમ તો પડી ગયા હતા. તેમને ડર લાગવા માંડયો કે "કાલે સવારે દરબારમાં જઈને કેશરા મુખી ફરિયાદ કરશે તો ?"

એમણે મુખીને માનથી બોલાવ્યા અને આદર સત્કારથી બેસાડયા પછી ગામના પટેલે મુખીને કહ્યું :

"બે દિવસ પહેલાં અબજી ભગત અમારા બે–ચાર જુવાનિયાઓ વાત વાતમાં ઝઘડી પડયા. જુવાનિયાઓએ ભૂલ તો મોટી કરી છે પણ હવે તમે જેમ કહો તેમ કરીએ."

ત્યારે કેશરા મુખીએ કહ્યું :

"વાત વાતમાં તમે આવો જુલમ કરો છો તે હવે મારાથી સહન નહીં થાય. હું આવતી કાલે સવારે જ અહીંથી સીધો ભૂજ જઈશ અને તમારા આવા જુલમો સામે ફરિયાદ કરીશ."

એટલે આગેવાનોએ તરત જ હાથ જોડીને નમ્રતાથી કહ્યું :

"મુખી, તમે સમજુ અને ડાહ્યા છો. અમે અભણ અને અજ્ઞાની છીએ. અમારાથી થયેલ ભૂલ બદલ તમે જેમ કહો તેમ અમે બધા માફી માગવા તૈયાર છીએ. તમે કહો તો અમે લખી આપીએ કે અબજી ભગત, તેમનાં કુટુંબીજનો તથા સાથીદારો અને સ્વામિનારાયણ ધર્મ પાળનાર કોઈપણ ભાઈબહેનને અમે ખરીખોટી રીતે હેરાન પરેશાન નહીં કરીએ કે કરાવીએ. એમના જાનમાલનું જો કાંઈ નુકશાન થાય તો એ માટે અમે જવાબદાર છીએ. પણ આ વખતે અમને માફ કરી દો"

કેશરા મુખીએ કહ્યું :

"તમે બધા સામાનું માથું કાપીને પાઘડી પહેરાવવાની વાત કરો છો. તમારા શબ્દોમાં આડંબર છે. તમે બધા જે કરો છો તે શું તમારા ઘરનો કાયદો ચાલે છે? કચ્છનું રાજ્ય કણબીઓનું છે એમ તમે સમજી બેઠા છો? જેમ ફાવેતેમ દિવાની-ફોજદારી વાપરો છો તે તમારા મનમાં શું સમજી બેઠા છો?"

કેશરા મુખી સખત શબ્દોમાં બધાને દમ ભીડાવ્યો અને આગેવાનોની ઝાટકણી કાઢી. પછી મુખીએ કાગળો અને શાહીખડિયો મંગાવ્યાં. અને પોતાના હાથે જ સામા પક્ષ તરફથી લખાણ લખ્યું:

"આજથી સ્વામિનારાયણ ધર્મ પાળતા કોઇપણ ભાઈ યા બહેનને સીધી યા આડકતરી રીતે જૂનો ધર્મ પાળવાવાળા કોઇ ભાઇઓ સહેજ પણ હેરાન પરેશાન કરશે નહીં તથા કોઇના જાનમાલનું નુકસાન ન થાય તેની અમે સૌ લેખિત કબૂલાત આપીએ છીએ."

આ પ્રમાણેના લખાણની મુખીએ બે નકલ બનાવી અને તેની ઉપર હાજર રહેલા તમામ આગેવાનોની સહીઓ લીધી ગામના ચાર આગેવાન વેપારીઓને સાક્ષીમાં લીધા. પછી એક નકલ અબજી ભગતને આપી અને સંભાળીને રાખવા કહ્યું: "ભૂલેચૂકે ય કોઇને વાંચવા આપવી નહીં પણ જરૂર પડ્યે પોતાના હાથમાં રાખી બીજાને વંચાવવી યા વાંચી સંભળાવવી." બીજી નકલ મુખીએ પોતાના ગજવામાં રાખી. આમ બધું પાકું કરીને તે ભગત સાથે ઘેર પાછા આવ્યા. તરત જ ઘોડી તૈયાર કરીને તે રાતે ગડાની ગામે આવ્યા. સવારમાં ગડાનીના જૂના ધર્મપ્રેમી ભાઇઓ અને સ્વામિનારાયણ ધર્મના સત્સંગીઓને જૂના ધર્મના ધર્મસ્થાનમાં ભેગા કર્યા. અંગિયા ગામે બનેલા અબજી ભગતના શરમજનક બનાવની બધાને વાત કરી અને અંગિયાના આગેવાનોએ લખી આપેલો માફીપત્ર હાજર રહેલા સૌને વાંચી સંભળાવ્યો. ગડાનીવાળાઓએ તો પહેલેથી જ વિચાર્યું હતું કે આપણે ખોટી રીતે ધર્મ બાબતના ઝગડા કરવા નથી. એટલે એમણે કેશરા મુખીને કહ્યું:

"અમે અમારા ગામમાં ધર્મ બાબતે ખોટા કે સાચા કોઇ જાતના ઝગડા કરાવી શું નહીં. અમે અને સ્વામિનારાયણ ધર્મવાળા સૌ સંપીને રહીશું અને હળીમળીને કામ કરીશું."

આ રીતે સૌએ મૌખિક કબૂલાત આપી.

કેશરા મુખી સમજતા હતા કે બધા માણસો સરખા હોતા નથી. ઓછી બુદ્ધિવાળા માણસો ગેરસમજણથી બોલે ત્યારે બોલાચાલી થાય એ સ્વભાવિક હોય છે અને બનતું પણ એવું જ. મુખીની હયાતિ દરમિયાન ગડાની ગામમાં ધર્મની બાબતે કોઇ ઝગડો ઉપસ્થિતિ થયો ન હતો પણ કેટલાક અવિચારી અને અજ્ઞાની માણસોની અનઆવડતને લીધે ઝનૂનમાં આવી જઈ બંને પક્ષવાળા વચ્ચે ક્યારેક જીભાજોડી થતી. પરંતુ બે દિવસ પછી બધું જેમનું તેમ થઇ જતું અને બધા હળી-મળીને રહેવા લાગતા. સમાજનાં ધારાધોરણ અને નિયમોનું બધા ખભેખભા મિલાવીને પૂરી રીતે પાલન કરતા.

કેશરા મુખી અને તેમના સાથીદારોએ સ્વામિનારાયણ ધર્મનો હવે જોરશોરથી પ્રચાર કરવા માંડયો. જે સાચા મુમુક્ષુ જીવો હતા તેઓ ધીમે ધીમે અંકોડાની કડીઓની જેમ જૂના ધર્મમાંથી છૂટા થવા લાગ્યા. કેશરા મુખીને ગામમાં સ્થાનિક કામો અને રાજ્યનાં કામોમાંથી નવરાશ મળતી નહીં કારણકે એ બધા કામોમાં તેઓ આગળ પડતો ભાગ લેતા.

વિક્રમ સંવત ૧૮૭૫માં કચ્છમાં મોટો ધરતીકંપ થયો. હજારો લોકો ઘરબાર વગરના નિરાધાર થઇ ગયા. તેવા લોકોની વહારે કેશરા મુખી ચઢયા. એ લોકોને વિશેષ રાહત મળે એ માટે મુખી ભૂજ ગયા. રાંદેશળજી નાના હતા એટલે રાજ્યનો કારભાર ચલાવવા માટે રીજેન્સી તરફથી એક કમિટી નિમવામાં આવી હતી. એ કમિટીમાં સુમરી રોહાના જાગીરદાર જાડેજા વિજયરાજજી દરબાર તથા રાજગોર ઓધવજી દરબાર

સભ્યો હતા. કેશરા મુખી એ લોકોને મળ્યા અને તેમના દ્વારા નિરાધાર લોકોને રાજ્ય તરફથી પૂરી રાહત અપાવી.

આ કામમાંથી મુખીએ રાહતનો દમ ખેંચ્યો તેવામાં તેમને જાણવા મળ્યું કે અમદાવાદમા સ્વામિનારાયણ ભગવાન નરનારાયણ ભગવાનનું શિખરબંધી મંદિર બંધાવી રહ્યા છે. મુખીને થયું કે ભગવાનના બંધાતા આ નવા મંદિરમાં આપણે આર્થિક સેવા આપવી જોઈએ. એટલે એમણે અને નાથા મુખીએ પોતાના સાથીદારો તથા બીજા સત્સંગી ભાઈઓને નેત્રા ગામે બોલાવ્યા અને જાણ કરી કે આપણા ઇષ્ટદેવ સ્વામિનારાયણ ભગવાન અમદાવાદ ખાતે નરનારાયણ ભગવાનનું એક નવું શિખરબંધી મંદિર બંધાવી રહ્યા છે. કચ્છ કડવા પાટીદાર સમાજના આપણા જેવા સત્સંગીઓએ મંદિરના બાંધકામમાં યથાશક્તિ ફાળો આપવો જોઈએ. મુખીની ટહેલમાં સૌએ યથાશક્તિ ફાળો આપ્યો અને એ ફાળો લઈને વસ્તા લખુ વાસાણી તથા ગડાનીના નાઈયા કરશન ગોગારીને અમદાવાદ મોકલ્યા. અમદાવાદ જવાના ગાડાં ભાડાં તથા રસ્તાની ખાધા ખોરાકી અને રાતવાસા વગેરેની બધી વ્યવસ્થા કેશરા મુખી તરફથી કરવામાં આવી હતી. વિ સં. ૧૮૭૭ના આસો સુદ ૫ના રોજ એ બંને ભાઈઓ અમદાવાદ જવા રવાના થયા. અમદાવાદ પહોંચીને કાળુપુરમાં જ્યાં નરનારાયણ ભગવાનનું મંદિર બંધાતું હતું ત્યાં તેઓ પહોંચ્યા. તે વખતે સદ્‌ગુરુ શ્રી આનંદાનંદ સ્વામી મંદિરના શિખરનું બાંધકામ કુશળ કડિયાઓ પાસે કરાવી રહ્યા હતા. તેમને બંને ભાઈઓએ દંડવત્ પ્રણામ કર્યા. આનંદાનંદ સ્વામીએ કુશળ સમાચાર પૂછી તેમને તેમના દેશ, જ્ઞાતિ વગેરેની પૂછપરછ કરી. ત્યારે તેઓએ કહ્યું :

"સ્વામી, અમે કચ્છ દેશના કડવા પાટીદાર છીએ. અમને અમારા વડીલોએ આ નવા બંધાતા શિખરબંધી મંદિર માટે યથાશક્તિ ફાળો આપવા મોકલ્યા છે. વળી, અમારા વડીલોએ આપ સૌને ઘણા હેતથી જયસ્વામિનારાયણ પણ કહ્યા છે. તો આપ અમારા ભાઈઓની આટલી અલ્પસેવા સ્વીકારો એવી વિનંતી કરીએ છીએ."

આ સાંભળી આનંદાનંદ સ્વામી બહુ રાજી થયા. તેમણે કોઠારીને બોલાવીને કહ્યું :

"કચ્છના અબડાસા દેશમાંથી આપણા હરિભક્તો આવ્યા છે. ત્યાંના હરિભક્તો રફથી આપણા નવા બંધાતા મંદિર માટે ફાળો મોકલ્યો છે. એ જે ફાળો હોય તે સ્વીકારીને આ ભાઈઓને તેની પાકી પહોંચ લખી આપો."

કોઠારીએ ફાળાની પહોંચ લખી આપી. એક દિવસ રોકાઈ વસ્તા લખુ વાસણી અને નાઈયા કરશન ગોગારી બીજે દિવસે કચ્છ જવા રવાના થયા.

અમદાવાદનું મંદિર બંધાયા પછી શ્રી સ્વામિનારાયણ ભગવાને કચ્છમાં ભૂજ ખાતે વિ. સં. ૧૮૭૯માં શ્રીનરનારાયણ દેવનું મંદિર બંધાવ્યું. કેશરા મુખીએ તે વખતે નવા મંદિરના બાંધકામ માટે ફાળા રૂપે સારી રકમ ભેટમાં આપેલી. તે ઉપરાંત સુમરી રોહાના જાગીરદાર દરબાર શ્રી વિજયરાજજી અને કચ્છના મહારાવશ્રી તરફથી પણ સારી રકમ દાનમાં મળી. એ વખતે રાજ્યના કેટલાક અમલદારો સ્વામિનારાયણ ભગવાનના ઘણા વિરોધી હતા અને તેમણે દાન આપવા સામે મહારાવશ્રી આગળ વિરોધી પ્રચાર પણ કરેલો પરંતુ કેશરા મુખીની માગણીને માન આપી મહારાવશ્રીએ મંદિરના બાંધકામમાં રસ લીધો હતો અને સારી રકમ દાનમાં આપી હતી.

હવે ચાલુ પ્રસંગ ઉપર આવીએ :

કેશરા મુખી અને તેમના સાથીદારો સ્વામિનારાયણ ધર્મનો સારી રીતે પ્રચાર કરતા હતા પણ તેમને તેમાં અડચણો પડતી અટકી ન હતી. જૂના ધર્મવાળા કડવા પાટીદાર ભાઈઓએ ધીરે ધીરે કેશરા મુખી સામે તેમનો વિરોધ ઉગ્ર બનાવવા માંડયો અને સગપણ સાંતરાંમાં મોટી દખલગીરી કરવા માંડી. સગપણો તોડવાના– તોડાવવાના પ્રસંગો બનવા

સગપણ તોડવાના પ્રસંગો

VSA: Between 22 and 29-Sep-1827

લાગ્યા. કેશરા મુખીએ સમજાવટથી કામ લેવાના ઘણા પ્રયત્નો કર્યા પણ તે વખતના ગર્વિષ્ઠ ગેઢેરાઓએ તેમની દાનત બદલી નહીં. કચ્છના રાજ્યનું પીઠબળ હોવા છતાં મુખી ઘણી વખત મૂંઝવણમાં મુકાઈ જતા.

હવે બન્યું એવું કે વિ. સં. ૧૮૮૪ના આસો માસમાં નવરાત્રી પ્રસંગે મહારાવ શ્રી દેશળજી માતાના મઢ ગામે આશાપુરા માતાના ઉત્સવ પ્રસંગે દર્શનાર્થે પધારેલા હતા. કેશરા મુખી મહારાવશ્રીને મળવા માતાના મઢ ગયા. મહારાવશ્રીને નમસ્કાર કરી તેઓ બેઠા. મહારાવશ્રીએ તેમને કુશળ સમાચાર પૂછ્યા ત્યારે મુખી બોલ્યા :

દરબારશ્રી સામે ફરિયાદ

"અન્નદાતા, બીજું તો કોઈ દુઃખ નથી પણ જયારથી અમે સ્વામિનારાયણ ધર્મ સ્વીકાર્યો છે ત્યારથી અમારા જૂના ધર્મપ્રેમી ભાઈઓ અમને ખૂબ હેરાન પરેશાન કરે છે અને અમારાં છોકરા–છોકરીઓનાં સગપણ સાંતરાં તોડી નખાવે છે. અમે એમને ઘણીવાર સમજાવ્યા પણ તેઓ તેમની હઠ છોડતા નથી અને તેમની દુષ્ટ પ્રવૃત્તિ કર્યે જાય છે. બાપુ, આ નજીવી બાબત કહેવાય. નાતના ઝગડા રાજ્યમાં લઈ જવા અમને ઠીક લાગતું નથી. પણ ન છૂટકે અમારે આપ નામદાર સમક્ષ ફરિયાદ કરવી પડે છે."

મુખીની વાત સાંભળી મહારાવશ્રીએ તે જ દિવસે ખાસ સંદેશો મોકલીને ખોંબડી ને નેત્રા ગામોના કડવા પાટીદારોના આગેવાનોને બીજે દિવસે મળવા બોલાવ્યા. બીજે દિવસે નાતના આગેવાનો દરબારશ્રીના ફરમાનથી માતાના મઢ ગામે હજૂરશ્રી સમક્ષ ઉપસ્થિત રહ્યા. મહારાવશ્રીએ આગેવાનોને સમજાવતાં કહ્યું :

દરબારશ્રી એટલે કચ્છના મહારાવશ્રી.. એટલે રાજા

"એક જ ગામમાં રહીને ધર્મ બાબતે તમે નાતવાળાઓ આપસ આપસમાં ઝગડો કરો તે યોગ્ય નથી. ધર્મ તો મનની માન્યતા છે. ખુદ અમારા ઘરમાં ચાર ધર્મ છે પણ ચાર સમાજ નથી. ધર્મ એ કોઈ નાતજાત નથી. માણસને જે ધર્મ પાળવો હોય તેમાં કોઈ અટકાયત કે અવરોધ–અડચણ કરી શકે નહીં. પણ તમે લોકો ધર્મને જ નાત સમજો છો અને એ માટે ઝગડો કરો છો એ સાફ જણાઈ આવે છે. ધર્મને

નાત સમજીને તમે તમારી અક્કલ અને અજ્ઞાનતાનું પ્રદર્શન કરો છો અને એ રીતે તમારી નાતની અભણ અને અસંસ્કારી નાત તરીકેની જાહેરાત કરો છો. એમ કરવાથી તમે તમારા સમાજને બદનામ કરો છો અને સમાજના ગુનેગાર બનો છો. આટલેથી તમે સમજી જાઓ તો સારી વાત છે કારણકે ધર્મના નામે નાતનાં ભાઇ-બહેનોને પરેશાન કરવાં એ સમાજનો જ ગુનો બને છે. વળી તમે તો ધર્મના નામે સમાજના નિયમોનો ભંગ કરો છો અને કરાવો છો એટલે તમારો ગુનો વધારે ગંભીર બને છે. સાચી વાત સમજો કે ધર્મ અને સમાજના નિયમો તેમજ રસ્તાઓ જુદા છે. હવે પછી તમે ધર્મને કારણે દ્વેષભાવથી સામાજિક નિયમોનો ભંગ કરશો યા કરાવશો તો તમે તમારી નાતના અને રાજ્યના ગુનેગાર ગણાશો. એક ધર્મ બીજા ધર્મની આડે આવી ઝગડા કરાવતો હોય તો એ ધર્મ નથી પણ અધર્મ છે. અમારું ફરમાન છે કે હવેથી ધર્મના ઝગડા સમાજમાં લાવવો નહીં. છતાં જો એમ થશે તો તમે ગુનેગાર થશો અને તમને સજા થશે."

દરબારશ્રીનું આવું ફરમાન સાંભળી નાતના ગેઢેરાઓએ અરજી કરી :

"અન્નદાતા, કેશરા મુખીએ અમારા ધર્મનો વિરોધ કરવામાં કશું બાકી રાખ્યું નથી. અમારા ધર્મને તેઓ સહેજ પણ ગણકારતા નથી હવે અમારે કેશરા મુખી સામે શું કરવું ?"

ત્યારે દરબારશ્રીએ કહ્યું :

"કેશરા મુખીની વાત તમને યોગ્ય ના લાગતી હોય તો એમના ધર્મને તમે ના સ્વીકારશો. એમણે ધર્મ માટે સમાજના નિયમો તોડીને ગુનો કર્યો હોય તો તેવો કોઇ કિસ્સો બતાવો."

ગેઢેરાઓ એવો કોઈ કિસ્સો બતાવી શક્યા નહીં. એટલે દરબારશ્રીએ આગળ કહ્યું :

"તમે એવો કોઇ કિસ્સો બતાવી શકતા નથી. એટલે સાબિત થાય છે કે કેશરા મુખી અને તેમના સાથીદારો ધર્મનો પ્રચાર કરવા સમાજ અને નાતના કોઇ નિયમ–ઠરાવોનો ભંગ કરતા નથી. એથી ઊલટું, એમનાં છોકરા–છોકરીઓનાં સગપણ તમે લોકોએ તોડી નાંખ્યાં છે. તમારાં છોકરા–છોકરીઓનાં એમણે કેટલાં સગપણ તોડી નાંખ્યાં કે તોડી નંખાવ્યા ? એક તો બતાવો."

સગપણ તોડી નાખવાં

આ વખતે પણ નાતના ગેઢેરાઓ કશું બતાવી શક્યા નહીં. એટલે દરબારશ્રીએ ફરીથી કહ્યું :

'હજુ પણ તમે એમનો સામાજિક ગુનો બતાવી શકતા નથી. એટલે તમે લોકો પોતે જ વાંકગુનામાં છો. માટે હવે બંને ધર્મના ભાઇઓએ હજૂરની સમક્ષ સુલેહશાંતિનો ઠરાવ કરવો પડશે."

સ્વામિનારાયણ વાળા અને સતપંથ વાળા વચ્ચે સમાધાન શાંતિ કરાર

એમ કહીને દરબારે કેશરા મુખીને બોલાવ્યા અને કરાર માટે સાધન સામગ્રી મંગાવી નીચેનો કરાર બંને પક્ષો વચ્ચે કર્યો.

VSA: 29-Sep-1827

"વિક્રમ સંવત ૧૮૮૪ના આસો સુદ ૯ના રોજ કચ્છમાં રહેતા જૂના કલ્પિત ધર્મપ્રેમી કણબીઓ અને સ્વામિનારાયણ ધર્મ પાળતા કણબીઓના અમે આગેવાનો ગામ માતાજીના મઢ ખાતે કચ્છના મહારાવ શ્રી દેશળજી બાપુની રૂબરૂમાં આથી લખી આપીએ છીએ કે અમારા બંને પક્ષોમાંથી જ્ઞાતિના કોઇપણ ભાઇ યા બહેન પોતાની મરજીથી જ કોઇ ધર્મ પાળે તેમાં અમે કોઇ રીતની અટકાયત કરીશું નહીં તેમજ ખોટી રીતે યા આડકતરી રીતે હેરાન પરેશાન કરીશું નહીં. અમે જો આ કરારનો ભંગ કે ઉલ્લંઘન કરીએ કે કરારનું બરાબર પાલન ના કરીએ તો અમે દરબારશ્રીના ગુનેગાર ગણાઇશું. આ કરાર અમે બંને પક્ષોવાળાઓને શ્રી હજૂર સાહેબની રૂબરૂ આજ રોજ માતાજીના મઢમાં કર્યો છે જે અમને કબૂલ મંજૂર છે.

લિ.

સ્વામિનારાયણ ધર્મપાળવાવાળા પટેલ કેશરા તેજાણી સ.દા. પોતે.

પટેલ રૈયા નાકરાણીની સહી. નેત્રા ગામના નાતના આગેવાન કણબીઓના જૂના ધર્મપ્રેમીવાળા હા. રામજી પીતામ્બર રાવળ ધણીના કહેવાથી હા. પોતે.

આ કરારની બીજી નકલ કેશરા મુખીના હાથે કરાવીને દરબાર શ્રીએ શ્રી રૈયા નાકરાણીના હાથમાં આપી અને કહ્યું :

"હવેથી ધર્મ બ બતમાં ઝગડો કરશો નહીં. આ કરારનું બરાબર-પાલન કરજો. કરારને બેદરકારીથી ગુમાવશો નહીં પણ તેનું જીવનની જેમ જતન કરજો કારણકે ભવિષ્યમાં આ કરાર તમને બહુ જ કામ આવશે.

આ પ્રમાણે દરબારશ્રીએ માતાજીના મડ ગામે પોતાની હાજરીમાં કરાર લખાવીને બંને પક્ષ વચ્ચે સમાધાન કરાવી ઝગડાનો અંત આણ્યો. બંને પક્ષો ઝગડો નહીં કરવાનો નિર્ણય કરીને છૂટા પડયા.

કચ્છના મહારાવ સમક્ષ ઉપર પ્રમાણે થયેલા સમાધાન પછી કેટલાક સમય સુધી કાંઈક ઠીક ઠીક ચાલ્યું. પણ પછી થોડે થોડે સમયે બંને પક્ષો વચ્ચે ફરીથી મૌખિક રીતે ધર્મના ઝગડા શરૂ થયા. જૂન ધર્મના ભાઈઓ માટે તો એ જ મેદાન અને એ જ ઘા! એમણે પહેલાંની જેમ ચાલવા અને ચલાવવા માંડયું. પણ કેશરા મુખી જૂના ધર્મવાળાઓને જરા પણ મચક આપતા ન હતા. તેઓ નીડરપણે તેમના સ્વામિનારાયણ ધર્મનો પ્રચાર કરવા લાગ્યા. કેશરા મુખીના પ્રચારને જેમ જેમ વેગ મળતો ગયો તેમ તેમ સાથીદારોનું સંખ્યા બળ વધવા માંડયું.

આવા સમયે જ અમદાવાદ અને ભૂજથી કાળા સમાચાર આવ્યા કે વિ. સં. ૧૮૮૬ના જેઠ સુદ ૧૦ને શુક્રવારના રોજ બપોરે ૧૨ વાગ્યે શ્રીજી મહારાજ પોતાનો આ લોકનો દેહ છોડીને સ્વધામ પધારી ગયા છે. કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત અને સમગ્ર દેશમાં આ આઘાતજનક સમાચારથી ઘેરા શોકની છાયા ફરી વળી હતી. કચ્છમાં આ સમાચાર સાંભળી કેશરા મુખી અને તેમના સાથીદારો શરૂઆતમાં તો બેબાકળા

Death of Swami Narayan
VSAK: 01-Jun-1830

બની ગયા અને ઘણા રડી પણ પડ્યા. પછી થોડી વાર બધાએ ભગવાનનું ધ્યાન ધર્યું અને સ્વામિનારાયણના નામની કરી સૌ ભાઈ–બહેનો વાડીએ આવ્યાં અને માથાંબોળ સ્નાન કર્યું. દશ દિવસ સુધી કેશરા મુખીને ઘેર સૌ સત્સંગીઓએ સ્વામિનારાયણ ભગવાનનું સ્મરણ અને ધૂન કર્યાં. બારમે દિવસે કેશરા મુખી પોતાના કેટલાક સાથીદારોને લઈને શ્રીજી મહારાજના સ્વધામ પધારી ગયાનો શોક દર્શાવવા ભૂજ ગયા.

હવે ચાલુ પ્રસંગ પર આવીએ—

VSA: 07-Sep-1830

જૂના ધર્મવાળાઓ તરફથી કેશરા મુખીને પરેશાની વધવા માંડી. વિ. સં. ૧૮૮૭ના ભાદરવા વદ પાંચમને દિવસે વિથોણ ગામે સમાજના એક અગત્યના કામે નાત ભેગી થઈ હતી. જે કામ માટે નાત ભેગી થઈ હતી તે કામ પત્યા બાદ કેશરા મુખીએ નાતને વિનંતી કરતાં કહ્યું : "જો નાત રજા આપે તો મારે બે બોલ નાત સમક્ષ રજૂ કરવા છે." એટલે નાતે મુખીને બોલવાની રજા આપી. કેશરા મુખીએ નાત સમક્ષ વિનંતી કરી કે

"અમારા પાંચડામાં સ્વામિનારાયણ ધર્મ પાળવા વાળા અમને સૌને નેત્રા ગામના આગેવાન ગેઢેરાઓ નતના રિવાજ મુજબ સગપણ સાંતરાંની બાબતમાં કોઈપણ અટકાયત કરી શકે નહીં. આવો લેખિત કરાર કચ્છના મહારાવ શ્રી દેશળજી રૂબરૂ માતાજીના મડ ગામે થયેલો છે. તેમ છતાં નેત્રા ગામના આપણા ગેઢેરાઓ એ કરારનું પાલન કરતા નથી અને અમને બધાને સગપણ સાંતરે હેરાન કરે છે. અમને આવી હેરાનગતી ન થાય એવો બંદોબસ્ત નાત અમને કરી આપે એવી અમે નાતને હાથ જોડીને નમ્ર અરજ કરીએ છીએ. અમારો કોઈપણ સામાજિક ગુનો હોય તો નાતને અમારી પાસે તેનો જવાબ માગીને અમને ઘટતી સજા કરવાની છૂટ છે."

આ નાતમાં કચ્છના દરબારશ્રી સમક્ષ જે કરાર થયો હતો તે કરાર સાથે રૈયા નાકરાણી હાજર હતા. કેશરા મુખીએ આગેવાનો વિરુદ્ધ

ફરિયાદ જ્યારે નાત આગળ કરી ત્યારે રૈયા નાકરાણીએ નાતની વચ્ચે જ કેશરા મુખીને ધાકધમકી આપવા માંડી. આથી રૈયા નાકરાણી અને મુખી વચ્ચે ઉગ્ર બોલાચાલી થઈ. રૈયા નાકરાણીએ ક્રોધના આવેશમાં આવીને દરબાર સમક્ષ થયેલા કરારની નકલ નાત વચ્ચે જ ફાડી નાંખી અને તેના ટુકડા મુખીના ખોળામાં નાંખી બરાડ્યા :

"લે તારો આ કરાર. ધોઈને પી જા. એ તારો કરાર અમને આજે ય કબૂલ નથી. તારાથી થાય તે કરી લેજે."

આ રીતે તુંકારા કરીને રૈયા નાકરાણીએ નાત વચ્ચે મુખીનું ભારોભાર અપમાન કર્યું. આથી મુખીએ નાતને અરજ કરી કે "આજની આપણી આ નાત આનો અમને ન્યાય આપે."

કેશરા મુખીની નમ્ર અરજ સાંભળીને નાતના કેટલાક સમજુ આગેવાનોએ રૈયા નાકરાણીને કહ્યું :

"તમે કેશરા મુખીનું ધાકધમકી આપીને તથા તુંકારા કરીને જે અપમાન કર્યું છે તે મુખીનું અપમાન નથી પણ અહીં બેઠેલી નાતનું અપમાન છે. તમારા એ ગુના માટે હવે નાત તરફથી પંચ ઊઠશે અને પંચ જે કરશે અને કહેશે તે સજા તમારે ભોગવવી પડશે. હવે નાત સંબંધી બીજાં જે કાંઇ કામ હોય તે કામ પડતાં મૂકીને નાતનાં પંચો રૈયા ગેઢેરાએ કરેલા નાતના અપમાન બાબતે વિચારવા ઊઠે."

નાતના આ ફરમાનથી નામવાર પંચ ઊઠયા અને બહાર જઇ ચર્ચા વિચારણા કરી. અંતે એમ નક્કી કરવામાં આવ્યું કે નાતની વચ્ચે ક્રોધમાં આવી જઈને કોઈનું અપમાન ન કરવું અને જેમતેમ બોલવું નહીં એ મર્યાદાનો રૈયા ગેઢેરાએ ભંગ કરીને એક ગુનો કર્યો છે. એમણે બીજો ગુનો હજૂર સાહેબ સમક્ષ થયેલા કરારને ફાડી નાંખીને કર્યો છે કેમકે એ ગુનો પણ નાતનો ગુનો કહેવાય. આ બંને ગુનાઓને ધ્યાનમાં લઈ પંચે એવું ઠરાવ્યું છે કે નાતના શિસ્તનો ભંગ

કરવાના પહેલા ગુના બદલ એકાવન કોરીનો દંડ રૈયા નાકરાણીએ આજે અહીં અત્યારે જ ભરી દેવો અને નાતની સમક્ષ કરાર ફાડી નાખવાના બીજા ગુના બદલ રૈયા નાકરાણીએ પોતાની ગાયોને બે ગાડાં લીલો ચારો નાખવો. આવો ઠરાવ કરીને પંચ નાત પાસે પાછું આવ્યું. પંચ નાત સમક્ષ આવીને બેઠું એટલે નાતે રૈયા ગેઢેરાને પૂછ્યું :

"નાતના પંચો તમારી બાબત જ કોઈ ફેંસલો કરી આવ્યા છે તે તમને કબૂલ મંજૂર છે કે નહીં ? હા હોય તો હા કહો ના હોય તો ના કહો. એ પછી જ પંચો નાતના કહેવાથી તમારા ગુના અંગેનો એમનો ફેંસલો રજૂ કરશે."

રૈયા નાકરાણી હવે નરમ ઘેંશ જેવા થઇ ગયા હતા. તેમણે નાતને કહ્યું : "મારાથી નાતની વચ્ચે ઉતાવળથી બોલાઈ ગયું છે એટલે હવે કબૂલ મંજૂર છે."

એ સાંભળીને નાતે કહ્યું :

"તમે જે કરાર ફાડી નાંખ્યો છે તે બદલ તમારા ગામની ગાયોને બે ગાડાં લીલો ઘાસ ચારો નાંખવાની નાત તમને સજા કરે છે. ઉપરાંત કરારનું અપમાન કરવા બદલ દરબારશ્રી જે સજા કરે તે તમારે ભોગવવાની રહેશે. તમારો બીજો ગુનો છે નાતનું અપમાન કરવાનો. કેશરા મુખીને ધાક ધમકી આપીને તમે નાતનું જે અપમાન કર્યું છે તેને માટે નાત તમને એકાવન કોરીનો દંડ કરે છે. દંડની એકાવન કોરી નાત સમક્ષ તમારે અત્યારે જ મૂકવી પડશે અને એ પછી જ નાત બીજાં કામ હાથ ઉપર લેશે."

નાતનો હુકમ માથે ચઢાવીને રૈયા નાકરાણીએ એકાવન કોરીનો દંડ તાત્કાલિક ભરી દીધો અને નાતની હાથ જોડીને માફી માગી. "જે નમ્યો નાતને તે ગમ્યો ભગવાનને." એ કહેવતના આધારે નાતના આગેવાનોએ એકાવન કોરીમાંથી દશ કોરી રૈયા નાકરાણીને પાછી

આપી અને કહ્યું : "તમે નાતને નમ્યા એટલે નાતે તમારા ગુના માફ કર્યા છે." એ પછી નાતે બાકી જે કાંઇ કામ હતાં તે પૂરાં કર્યાં અને સભાનું વિસર્જન કર્યું.

આ પછી ભુજ દરબારમાં હજૂર સાહેબને ખબર પડી કે તેમની સમક્ષ થયેલા કરારનું નેત્રાના આગેવાન કણબી રૈયા નાકરાણીએ પાલન કર્યું નથી અને અપમાન સાથે કરારને ફાડી નાંખ્યો છે. આ જાણ થતાં જ દરબારશ્રીએ નેત્રા ગામે સંદેશો મોકલ્યો કે "અમે આવતા આસો માસમાં માતાના મડ ગામે આશાપુરા માતાના નવરાત્રી ઉત્સવે આવીએ ત્યારે વિથોણ, નખત્રાણા, નેત્રા, ખોંભડી વગેરે ગામોના કણબી આગેવાનોએ હાજર રહેવું. ખાસ કરીને વિથોણ ગામે જે નાત ભરાઈ હતી તેમાં હાજર રહેલા હોય તેવા આગેવાનોએ અવશ્ય આવવું. કારણકે એ નાતમાં બનેલી કેટલીક હકીકતની અમને જાણ થઇ છે અને અમારે એ બાબતમાં આગળ પગલાં લેવા છે. વળી, એ નાતમાં બનેલ બનાવો અંગે વિશેષ હકીકત મેળવવી છે એટલે આગેવાનોએ નવરાત્રી સમયે માતાના મડ ખાતે આવશ્ય હાજર રહેવું એવું અમારું ફરમાન છે."

VSA: 18 to 26-Sep-1830

હજૂર સાહેબના ઉપર મુજબના ફરમાનને કારણે બધા આગેવાનો માતાના મડ ગામે પધાર્યા. દરબારશ્રીએ મુકરર કરેલા સમયે બધા આગેવાનો તેમની પાસે આવ્યા અને નમસ્કાર કરીને બેઠા. હજૂર સાહેબે ઠપકો આપતાં સૌને કહ્યું :

Year: 1827-28

"તમારા બંને પક્ષો વચ્ચે અમે બંનેની સંમતિથી ઝગડાનું સમાધાન કરી આપ્યું છતાં તમે લોકો હજુ આપસ આપસમાં ઝગડા શા માટે કરો છો ? સંવત ૧૮૮૪ ની સાલે આ જ સ્થળે અમે તમારી વચ્ચે સલાહ સંપનો કરાર કરી આપેલો તે કરારનું તમે લોકો બિલકુલ પાલન કરતા નથી એ બરાબર ન કહેવાય. એ કરાર તમે લાવ્યા હો તો લાવો આપણે ફરીથી વાંચીએ."

See page 64

આ સાંભળી રૈયા નાકરાણીએ નમ્રતાથી કહ્યું :

"અન્નદાતા, એ કરાર તો મેં મારા હાથે જ ફાડી નાંખ્યો છે."

એ સાંભળીને મહારાવશ્રી બહુ નારાજ થઈ ગયા અને બોલ્યા :

"એ કરાર તમે કોના કહેવાથી ફાડી નાંખ્યો ? એ ફાડી નાંખવાનું કારણ આપો. કરાર ફાડી નાંખીને તમે નાતના અને દરબારશ્રીના બંનેના ગુનેગાર બન્યા છો. માટે કયાં કારણોસર કરાર તમે ફાડી નાંખ્યો તે અમને જણાવો."

દરબારશ્રી = કચ્છના મહારાવશ્રી (See Page 62)

રૈયા નાકરાણીનો જવાબ આપણે સાંભળીએ તે પહેલાં આપણે કચ્છના કણબી પાટીદારોના ભૂતકાળમાં જઈએ. હાલના દરબારશ્રીના પૂર્વજોએ જ્યારે ઉત્તર ગુજરાતમાંથી કણબી પાટીદારોને કચ્છમાં વસાવ્યા ત્યારે તેમને આર્થિક મદદ કરેલી. સાથે સાથે જે જે ગામ કણબીઓએ વસાવ્યાં હોય ત્યાં તેમને સ્થાનિક અમલદારોના હોદ્દા પણ આપેલા. એ સમયે કડવા પાટીદારોએ દરબારશ્રી સમક્ષ માગણી કરેલી કે અમારા નાતના નાના મોટા કોઈપણ ઝગડાનો નિકાલ દરબારશ્રીએ જાતે જ કરવો એ માટે કોર્ટ કચેરીનો આશ્રય લેવો નહીં. આ માગણી કચ્છના મહારાવશ્રીએ કબૂલ રાખેલી અને કણબીઓને બાંહેધરી આપેલી કે તમારા નાત સંબંધી અને રાજ્ય સંબંધી બધા ઝગડાઓનો નિકાલ દરબારશ્રી જાતે જ કરશે; કોર્ટ કચેરી કે રાજ્યનું બીજું કોઈ ખાતું એમાં દાખલ કરશે નહીં. આ શિરસ્તો વંશ પરંપરા જળવાશે. આવા શિરસ્તાથી હાલના દરબારશ્રી પણ કડવા પાટીદારોના આજના નાત સંબંધી ઝગડાનું સમાધાન કરવા વચનબદ્ધ હતા.

Very Important

Normal courts were kept out of reach of KKP people.

Justice was in hands of Gedheras (self declared community leaders).

This is the right environment to inflict atrocities / અત્યાચાર at the hands of Gedheras.

એટલે જ્યારે દરબારશ્રીએ કરાર ફાડી નાંખવાનું કારણ જણાવવા રૈયા ગેઢેરાને કહ્યું ત્યારે રૈયા ગેઢેરાએ કહ્યું :

"ગયા ભાદરવા માસમાં વિથોણ ગામે જ્યારે અમારી નાત ભેગી થઈ હતી ત્યારે હું અને કેશરા મુખી વાત વાતમાં ઝગડી પડયા. એ વખતે ક્રોધના આવેશમાં આવીને મેં કરાર ફાડી નાંખ્યો. એમ કરીને

મેં બહુ મોટી ભૂલ કરી છે. આપ અન્નદાતા મારા એ ગુના બદલ જે શિક્ષા કરશો તે ભોગવવા હું તૈયાર છું."

રેવા નાકરાણીએ પોતાની ભૂલ નમ્રતાથી કબૂલ કરી એટલે દરબાર શ્રી બોલ્યા :

"બધા ઝગડાના મૂળમાં તમે જ છો એ હવે સિદ્ધ થઈ ગયું છે. તમે લોકો કેશરા મુખી અને તેમના સાથીદારો સામે જે કાંઇ ફરિયાદ કરશો તે અમે સાંભળીશું નહીં અને એ જ તમને શિક્ષા છે. જૂનો ધર્મ પાળવાવાળા તમે સૌ બહુ શિરજોરી વાપરો છો અને ઝગડો તમે લોકો જ કરો છો. હવેથી અમે કેશરા મુખીની વાત જ સાંભળીશું. જાઓ, હવેથી ઝગડા કરશો નહી." આમ કહીને દરબારશ્રીએ સૌને રજા આપી.

જૂના ધર્મ વાળા જગડા કરે છે.

## કેશરા મુખીનો મંદિર બાંધવાનો મક્કમ નિર્ધાર

હવે કેશરા મુખીએ પોતાના સાથીદારો સાથે મળીને નેત્રા ગામે સ્વામિનારાયણ ભગવાનનું મંદિર બાંધવાનો નિર્ણય કર્યો. જૂના ધર્મ-સ્થાન જ્યાં હતું તેની બરાબર સામે મંદિર માટે જગ્યા નક્કી કરી અને ત્યાં જ મંદિર બાંધવું એવો મક્કમ નિર્ધાર કર્યો. તેમણે જૂના ધર્મવાળાઓ પાસેથી બંને પક્ષની સર્વેચ્ચ મિલકતમાંથી અડધો ભાગ માગ્યો. આથી જૂના ધર્મવાળા અને કેશરા મુખી વચ્ચે ઝગડાના ફરીથી શ્રીગણેશ મંડાયા. જૂના ધર્મવાળાઓએ કેશરા મુખીને ધાકધમકી આપીને પડકાર ફેંક્યો કે "તમે જો અમારા ધર્મસ્થાન સામે મંદિર બાંધશો તો તમારી કોઈની પણ સલામતી રહેશે નહીં. ધર્મ માટે અમે ખૂનખાર જંગ ખેલીશું અને લોહી રેડીશું. માટે જે કરો તે સમજી વિચારીને કરજો. અમારા ધર્મસ્થાન સામે મંદિર બંધાય એ અમારું નાક કપાયા બરાબર છે. અમારા સૌના પ્રાણના ભોગે પણ અમે તમને એ મંદિર નહીં કરવા દઈએ."

આવી ધાકધમકી સાંભળીને કેશરા મુખી અને નાથામુખી બોલ્યા :

"આ મંદિર બંધાયાથી તમારાં કોઈ નાક કપાવાનાં નથી. નાક તો જેને હોય તેનું જ કપાય. બાકી આપણા વડીલોએ શુદ્ધ સનાતન ધર્મ જ્યારથી છોડીને આ જૂનો કલ્પિત ધર્મ સ્વીકાર્યો ત્યાર થી જ સૌનાં નાક કપાઇ ગયાં છે એમ અમે માનીએ છીએ. અમને જ્યારે આ વાત સમજાઇ ત્યારે અમે શુદ્ધ સનાતન ધર્મને શરણે ગયા અને અમારાં નાક પાછાં મેળવ્યાં. પણ તમે લોકોએ હજુ સુધી તમારાં નાક પાછાં મેળવવાની જરા ય કોશિશ કરી નથી. એટલે તમે તમારાં નાક ક્યારે પાછાં મેળવો છો તેની અમે રાહ જોઇએ છીએ! બાકી તો નાક જેનાં હોય તેનાં કપાશે, નહીં હોય તેનાં શું કપાવાનાં છે? દોષ આરોપ અમારા ઉપર મૂકશો નહીં!"

આવો કટાક્ષભર્યો ઉપહાસ સાંભળીને જૂના ધર્મવાળાઓ માટે બળતામાં ઘી હોમાયા જેવું થયું. એમને માટે હવે ઝગડા માટેનાં બહાનાં વરસવા લાગ્યાં. છૂટા હાથની મારામારી પણ થતી પરંતુ કોઈની જાનહાનિ થઇ નહીં. મામલો મારામારી સુધી પહોંચતો જોઇને ગામના બીજા પ્રતિષ્ઠિત આગેવાનો અને શાણા વેપારીઓ વચ્ચે પડતા અને બંને પક્ષ વચ્ચે સમાધાન શાંતિ સ્થાપવા પ્રયાસ કરતા. કેશરા મુખી જૂના ધર્મવાળાઓને ખૂબ જ સમજાવતા પણ મુખીની વાત સાંભળ્યા વગર તરત જ મારામારી ઉપર એ લોકો આવી જતા. આખરે ઝગડો પતાવવા કેશરા મુખીએ પોતાના સાથીદારોની ભૂલ બદલ માફી માંગી. તેમ થતાં ઝગડો શાંત થયો. મુખીએ પોતાના સાથીદારોને સમજાવ્યા કે

"ભાઈઓ, સામાવાળા ભલે ઝગડો કરે, ભલે ગમે તેમ બોલે. આપણે કશુંય બોલવું નહીં. જો આપણે સામે બોલીશું તો બળતામાં ઘી હોમાય તેમ ઝગડો વધશે. એટલે આપણે કશું જ બોલવું નહીં. એમ થવાથી ઝગડાની આગ આપોઆપ શાંત થઇ જશે. આપણે આપણું કામ કર્યે જવું."

કેશરા મુખીની વાત સાંભળી નાથા મુખીનું શૂરવીર લોહી ઊકળી ઊઠ્યું. તેઓ બોલ્યા :

"ભાઈ, આમ વારેઘડીએ જો આપણે માફી માંગીશું તો એ લોકો આપણને કાચા ને કાચા ખાઇ જશે. આપણે જો નબળા પડીશું તો આપણે બધું જ ગુમાવી બેસીશું."

નાથા મુખીની અકળામણ સાંભળીને કેશરા મુખી હસીને બોલ્યા :

"મુખી, ધીરજનાં ફળ મીઠાં. ધીરજ રૂપી ઢાલને ઝગડા રૂપી તલવારનો ઝાટકો કશી અસર કરી શકતો નથી. આપણે તો ખરો આશરો આપણા ઇષ્ટદેવનો છે. તે આપણી રક્ષા કરશે. વળી, બીજી એક વાત પણ છે. આપણે આપણા જૂના ધર્મવાળા ભાઇઓ પાસેથી ઘણાં કામો કરાવવાનાં છે એટલે તેઓની સાથે આપણે હળીમળીને રહેવું જોઇએ. એમ કરીશું તો જ આપણે ફાવીશું. આપણે આપણા ઇષ્ટદેવ અને મહારાવશ્રીને નારાજ કરવાના નથી."

આમ પોતાના સાથીદારોને સમજાવીને કેશરા મુખીએ મંદિર બાંધવાના નિર્ધારનો અમલ કરવાની શરૂઆત કરી. તેમણે થોડે થોડે કરીને બાંધકામનો માલ સામાન ભેગો કરવા માંડયો. પાયા ખોદાવાની મુખીએ શરૂઆત પણ કરી પણ બને એવું કે દિવસે જેટલા પાયા ખોદાય તેને જૂના ધર્મવાળા રાત્રે આવીને પૂરી દે. આવું ઘણા દિવસ ચાલ્યું. કેશરા મુખીએ તેમને ઘણા સમજાવ્યા પણ તેઓએ સહેજે ય નમતું જોખ્યું નહીં. ઊલટું મુખીને મારવા ઊભા થઇ જતા. એટલે થોડા સમય માટે મુખીએ પાયા ખોદવાનું કામ બંધ કરાવ્યું. પણ જેમ જેમ ખાતમુહૂર્તનો સમય નજીક આવતા માંડયો તેમ તેમ મુખીની ચિંતા વધવા માંડી. તેમણે વિચાર કર્યો કે ખાતમુહૂર્તની ઘડી નજીક આવતી જાય છે અને અહીં ઝગડા વધતા જાય છે. શું કરવું? છેવટે એમણે ભૂજ જઇને હજૂર સાહેબ સમક્ષ પોતાની મૂંઝવણ રજૂ કરવાનું વિચાર્યું.

આવો વિચાર કરીને કેશરા મુખીએ રાતો રાત જ કડકડતી ઠંડીમાં ભૂજ જવાનો નિર્ણય કર્યો. વાળુ કરીને તાજણ ઘોડી એમણે તૈયાર કરાવી અને તેની ઉપર સવાર થઈ આખી રાત મુસાફરી કરી વહેલી સવારે ભૂજ પહોંચી ગયા. રાજ્યની ઘોડશાળમાં ઘોડીને સોંપી તે નાહી ધોઇને પરવાર્યા અને પૂજાપાઠ પતાવ્યાં. દરબારશ્રીને ઊઠવાનો સમય થયો એટલે એમણે પોતે આવ્યાના ખબર મોકલાવ્યા. મુખીનું રાજ્યમાં અને દરબારમાં બહુ જ માન કરાતું. મુખીને જ્યારે પણ મળવા આવવું હોય ત્યારે તેઓ સમય માગ્યા વગર મળવા આવી શકે છે તેવો હુકમ ખુદ દરબારશ્રીએ કર્યો હતો. પોલીસ ખાતાને પણ એ પ્રમાણે સૂચનાઓ અપાઈ હતી. મુખી દરબારશ્રીના એટલા બધા વિશ્વાસુ માણસ હતા કે દરબારે એમને રાણીવાસમાં જવાની પણ છૂટ આપેલી. એટલે મુખી આવ્યાનો સંદેશો મળતાં જ દરબારે એમને મળવા બોલાવ્યા. મુખીએ આવીને નમસ્કાર કર્યા અને નેત્રા ગામે બનેલી અને બની રહેલી સર્વ હકીકતથી હજૂર સાહેબને વાકેફ કર્યા.

મુખીની વાત સાંભળીને હજૂર સાહેબે તરત જ પોલીસના વડાને રૂબરૂ મળવા આવવાનો હુકમ મોકલ્યો. પોલીસ વડા તરત જ હાજર થયા. હજૂર સાહેબે તેમને આદેશ કર્યો :

"કેશરા મુખી શું કહે છે તે બરાબર સમજી લ્યો અને તેઓ જે કહેવા અને કરવા માંગતા હોય તેમાં રાજ્ય તરફથી બધી મદદ કરવાનો પાકો બંદોબસ્ત કરો. એ માટે નખત્રાણાના પોલીસ અમલદારને હમણાં જ હુકમ રવાના કરો. મુખી જે મંદિર બંધાવી રહ્યા છે તેના પાયાના ખોદકામનાં તથા ખાતમુહૂર્તની વિધિમાં વિલંબ ન થાય તેની વ્યવસ્થા કરો. જરૂર પડે તો પોલીસ પાર્ટીની દેખરેખ હેઠળ ખોદકામ અને ખાતમુહૂર્ત કરવાની વ્યવસ્થા કરો."

હજૂર સાહેબનો હુકમ થતાં જ પોલીસ વડાએ ખાસ ઘોડેસ્વાર દ્વારા નખત્રાણાના પોલીસ અમલદારને હુકમ મોકલાવ્યો કે તેમણે હથિયાર બંધ બે પોલીસ ઘોડેસ્વારો નેત્રા ગામે મોકલી આપવા અને કેશરા મુખીને મંદિરના બાંધકામ સમયે રક્ષણ આપવું.

કેશરા મુખીના કાર્યને નિર્વિઘ્ને પાર પાડવા માટેની વ્યવસ્થા કરીને હજૂર સાહેબે તેમને પોતાની સાથે જ જમાડયા અને રાત રોકાઈ બીજે દિવસે સવારે પાછા જવાનો આગ્રહ કર્યો. મુખીએ કહ્યું :

"અન્નદાતા, મને અત્યારે જ જવાની રજા આપો તો સારું. રાતના ઠંડા પહોરમાં મુસાફરી કરીને સવારે નેત્રા પહોંચી જાઉં અને આવતી કાલે સવારે જ રાજ્યની મદદથી મંદિરના પાયા ખોદવાનું જેમ બને તેમ વહેલું પૂરું થાય તો સારું. વિક્રમ સંવત ૧૯૦૯ના મહા સુદ પાંચમના વસંત પંચમીના શુભ દિને ખાતમુહૂર્ત કરવાનું છે."

હજૂર સાહેબે વધારે આગ્રહ ન કરતાં મુખીની વિનંતીનો સ્વીકાર કર્યો અને તેમને સધિયારો આપતાં કહ્યું :

"મુખી, નેત્રામાં તમે જે મંદિર બંધાવો છો તેમાં રાજ્ય તરફથી જે સેવાની જરૂર હોય તે અમને જણાવશો. રાજ્ય મંદિર જરૂર મદદ કરશે : નખત્રાણામાં કોર્ટનું નવું મકાન બંધાઈ રહ્યું છે એટલે જૂની કોર્ટનો માલસામાન ત્યાં પડયો છે. બારી, બારણાં વગેરે સામાન ઉપયોગી થાય એમ હોય તો તમે એ વાપરજો. એમાંથી તમને જરૂરી માલ સમાન મળે તેવા હુકમો હું આજે જ રવાના કરું છું. તમારી ચિઠ્ઠી જતાં જ તમને જે સામાન જોઈતો હશે તે મળી જશે. તે સિવાય પણ રાજ્યની જે મદદ જોઈતી હોય તે જણાવશો તો રાજ્ય મદદ કરવા તૈયાર છે."

હજૂર સાહેબના શબ્દોથી કેશરા મુખીને બહુ આનંદ થયો અને તેમનો ઉત્સાહ વધ્યો. દરબારશ્રીનો આભાર માની મુખી તરત જ નેત્રા જવા રવાના થયા અને રાતોરાત નેત્રા પહોંચી ગયા. બીજી બાજુ હજૂર સાહેબના હુકમ પ્રમાણે નખત્રાણાથી હથિયારબંધ પોલીસ ઘોડેસ્વાર પણ નેત્રા આવી પહોંચ્યા. મુખીએ તેમના રહેવા જમવાની તમામ સગવડ કરી દીધી. તે જ દિવસથી પોલીસના રક્ષણ હેઠળ મંદિરના પાયાનું ખોદકામ શરૂ થયું. જોત જોતાંમાં એ પૂરું પણ થઈ ગયું.

Police Protection

ખોદકામ દરમિયાન એક ઘટના બની. પાયા ખોદતી વખતે શંકર ભગવાનનું એક લિંગ મળી આવ્યું. શિવલિંગની દરરોજ પૂજા થાય એટલે તેને નાનાડુંગરની ટેકરી ઉપર આવેલા જોગમાયાના મંદિરમાં પ્રતિષ્ઠિત કરવાનો સૌએ નિર્ણય કર્યો. બ્રાહ્મણો દ્વારા શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે શિવલિંગની ત્યાં પ્રતિષ્ઠા કરવામાં આવી. આ શિવલિંગ હજુ આજે પણ નેત્રા ગામે હયાત છે.

હવે ખાતમુહૂર્તનો દિવસ નજીક આવવા લાગ્યો. આમંત્રણો આપવાનો વિધિ શરૂ થયો. કેશરા મુખીએ જાતે રોહા જાગીર દરબાર, તેરા જાગીર દરબાર વગેરેને ખાસ આમંત્રણો આપ્યાં. બાંડિયા અને ખોંભડી ગામના દરબારોને પણ આમંત્રણો અપાયાં. તે ઉપરાંત આ બધાં ભાયાતી રાજ્યોનાં નાના – મોટા માનકારી અમલદારોને પણ આમંત્રણ આપવામાં આવ્યાં. નખત્રાણા વગેરેના પોલીસ ફોજદાર તથા બીજા અમલદારો પણ એમાંથી બાકાત રહ્યાં ન હતા.

ત્યાર પછી કેશરા મુખીએ નેત્રા ગામની નાતના બધા જ ગેઢેરાઓને આમંત્રણ આપ્યાં. એ જ રીતે ખોંભડી, રસલિયા, નખત્રાણા વગેરે ગામોના કડવા પાટીદાર આગેવાનોને ખાતમુહૂર્તમાં હાજરી આપવા ખાસ બોલાવ્યા. આ બધા આમંત્રિતોની ઉતારાની તથા જમવાની વ્યવસ્થા કેશરા મુખી તરફથી કરવામાં આવી. આ સગવડ કરવામાં મુખીએ કશી મણા રાખી ન હતી.

ખાતમુહૂર્તને શુભ દિવસે જેટલા આમંત્રિતોથી આવી શકાય તેમ હતું તે બધા જ આવ્યા. રોહા જાગીરના દરબારશ્રીના હુકમ પ્રમાણે ત્યાંના ફોજદાર સાહેબ પોલીસ પાર્ટી સાથે ખાતમુહૂર્તને દિવસે વહેલી સવારે નેત્રા પહોંચી ગયા.

દિવસ ઊગતાં જ આખા ગામમાં હથિયારબંધ પોલીસનો કડક જાપ્તો ગોઠવવામાં આવ્યો હતો. મોટા મોટા અમલદારોનાં આગમને થઇ ચૂક્યાં હતાં. આ બધું જોઇને જૂના ધર્મવાળા ભાઈઓનાં ગાત્રો

ઢીલા થઇ ગયાં. જૂના ધર્મવાળા બધા આગેવાનોને પણ આમંત્રણ આપવાનું મુખી ચૂકયા ન હતા. આથી એ બધા હવે વિચારવા લાગ્યા :

"કેશરા મુખી સાથે મેળાપ રાખવો પડશે. જો એમ નહીં કરીએ તો આ બધા અમલદારો અને મોટા મોટા આગેવાનોની આંખમાં આપણે હલકટ ઠરીશું. એટલે આજનો દિવસ કેશરા મુખી સાથે ખભે-ખભા મિલાવીને ખાતમુહૂર્તના કામમાં આપણે મદદરૂપ થવું જોઇએ. એમ કરવાથી આપણું જ સારું દેખાવાનું છે." આવું વિચારીને નેત્રા ગામના જૂના ધર્મવાળા આગેવાનો ખાતમુહૂર્ત સમયે ખાસ હાજર રહ્યા અને વિધિમાં મદદરૂપ થયા.

જૂના ધર્મવાળા બધા આગેવાનોને આવેલા જોઇને કેશરા મુખીના મનમાં એક બ્રહ્મવિચાર આવ્યો. એમણે ખાતમુહૂર્તનો વિધિ કોઇ વિઘ્ન-સંતોષી આગેવાનના હાથે જ કરાવવાનું નક્કી કર્યું. એટલે જ્યારે વિધિનો સમય થયો ત્યારે મુખીએ ગામના આગેવાન રૈયા નાકરાણીને પૂરા માન સાથે વિધિમાં બેસાડ્યા. વિધિ કરાવતા બ્રાહ્મણોએ પણ સમયસૂચકતા વાપરીને રૈયા નાકરાણીના કપાળે યજમાન તરીકેનું તિલક મંત્રોચ્ચાર સાથે કરી દીધું અને પછી કેશરા મુખીને કર્યું. આ રીતે બંને ધર્મના આગેવાનોના શુભહસ્તે સ્વામિનારાયણ ભગવાનના મંદિરનો પાયો નંખાયો. તે પછી રૈયા ગેઢેરાને માન સાથે જમાડયા અને બધાં ભાઇ-બહેનોને માંગલિક પ્રસાદ આપી વિદાય કર્યાં.

આ રીતે નેત્રા ગામે સ્વામિનારાયણ ભગવાનના મંદિરનું ખાત-મુહૂર્ત કરી કેશરા મુખીએ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સનાતન ધર્મનો પ્રથમ પાયો નાંખ્યો.

બીજી બાજુ જૂના ધર્મપ્રેમી ભાઇઓ આપસ આપસમાં કહેવા લાગ્યા :

"આપણે શું ધાર્યું હતું અને શું થઇ ગયું ? જેની પડખે કુદરત છે તેને કોઇ કશું કરી શકતું નથી. જુઓ ને આપણા વડીલ

આગેવાનના હાથે જ કેશરા મુખીના મંદિરનું ખાતમુહૂર્ત થયું ! એટલે હવે આપણે વાંધા નાખીશું તો દુનિયા આપણને મૂર્ખા જ કહેશે. મુખીના મંદિરની ખાતમુહુર્ત વિધિ કરીને આપણે ભૂલ તો મોટી કરી છે પણ ભાવિએ જે નિર્માણ કર્યું હોય તેની આપણને શું ખબર પડે ? મુખીના મંદિરના બાંધકામમાં હવે આપણે મદદ નહીં કરીએ તો રાજ્યનો ખોફ વહેરવો પડશે અને સમાજમાં ખોટા દેખાઈશું. આ તો ધર્મસંકટ આવ્યું છે. આપણી દશા સાપે છછુંદર ગળ્યા જેવી થઈ છે. ગળી જાય તો મરી જાય અને છોડી દે તો આંધળો થાય. હાથે કરીને આપણે આ હાલત કરી છે. એટલે જે થયું તે થયું પણ કેશરા મુખી જોડે હવે વધારે બગાડવું નહીં. એમની જોડે ઝગડા પણ કરવા નહીં. ઝગડાથી આપણે જ હાંસીપાત્ર બનીશું. તેરી ભી ચૂપ અને મેરી ભી ચૂપ ! સમય આવ્યે જોઈ લેવાશે.”

આવો વિચાર કરીને જૂના ધર્મવાળાઓએ મુખી સાથે સમાધાન કરી સંબંધો સુધારી લીધા અને તેમને મંદિરના બાંધકામમાં સાથ આપવા લાગ્યા.

સંજોગોની અનુકૂળતા ઊભી થતાં મંદિરનું બાંધકામ ઝડપભેર ચાલવા લાગ્યું. નખત્રાણાની જૂની કોર્ટનો બારી બારણાં જેવો સામાન રાજ્ય તરફથી મંદિરની સેવામાં મળ્યો. પથ્થર વગેરે જરૂરી સામગ્રી પોતાનાં ગાડાંમાં લાવી મંદિરનું બાંધકામ ઝડપથી આગળ વધારવા માંડયું. મોટા ભાગનું કામ બે થી ત્રણ મહિનામાં પૂરું થઈ ગયું. જે કંઈ થોડું બાકી રહ્યું હતું તે પણ ધીરે ધીરે પૂરું થવા લાગ્યું.

મંદિરમાં મૂર્તિઓ પધરાવવાનો સમય આવતાં કેશરા મુખી અમદાવાદ પ. પુ. આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજને મળવા ગયા. આચાર્યશ્રીને મળી તેમણે મૂર્તિઓ ક્યારે પધરાવવી અને તેની પ્રાણ-પ્રતિષ્ઠા ક્યારે કરવી તેની શુભ તિથિ નક્કી કરી. મુખીએ આચાર્ય મહારાજને પ્રાર્થના કરી :

"મહારાજ, અમારા ગામમાં નવા બંધાયેલા આપણા મંદિરમાં મૂર્તિઓ પધારવા આપ પધારો એવી અમારી નમ્ર વિનંતી છે."

કેશરા મુખીની વિનંતી સાંભળી આચાર્યશ્રી બોલ્યા :

Temple: VSAK 13-May-1853

"મુખી, મૂર્તિઓ પધારાવવા માટે સંવત ૧૯૦૯ના વૈશાખ સુદ ૫નો શુભ દિવસ નક્કી કરેલ છે. તે દિવસે અમને વખત હશે તો અમે જરૂરથી નેત્રા ગામે સંતમંડળ સહિત પધરામણી કરીશું પરંતુ જો વખત નહીં મળે તો અહીંથી સાધુમંડળ મોકલીશું. એ લોકો ભૂજ આવશે અને ત્યાંથી બીજા સાધુઓને લઈ નેત્રા ગામે આવશે તથા મૂર્તિઓ પધરાવી આપશે. કશી ચિંતા કરશો નહીં. હાલ જે મૂર્તિઓ તૈયાર થઇ છે તે લઇને તમે નેત્રા પધારો."

આચાર્યશ્રીના શબ્દોથી મુખીને આનંદ થયો. તેઓ તેમને પગે લાગીને મૂર્તિઓ લઈ ભૂજ જવા રવાના થયા. ભૂજ જઇને તેમણે ત્યાંના સાધુઓને આચાર્યશ્રી સાથે થયેલી વાતચીતથી વાકેફ કર્યા. આચાર્યશ્રીની આજ્ઞાનુસાર સંતોએ મુખીને આમંત્રણ પત્રિકાઓ તૈયાર કરાવી આપી.

આમંત્રણ પત્રિકા લઇને કેશરા મુખી ભૂજના હજૂર સાહેબને આમંત્રણ આપવા ગયા. મૂર્તિઓની પ્રાણપ્રતિષ્ઠા કરવાના આમંત્રણથી હજૂર સાહેબને ઘણો હર્ષ થયો. પ્રાણપ્રતિષ્ઠા સમયે રાજ્ય તરફથી જોઇતી બધી સેવા અને મદદ આપવાની હજૂર સાહેબે બાંહેધરી આપી. મુખીએ તેમને વિનંતી કરી કે બધા માનકારી અમલદારો સહિત આપ આ પ્રસંગે નેત્રા ગામે પધારો ત્યારે હજૂર સાહેબે મુખીને કહ્યું :

"મુખી, તમે ચિંતા ના કરશો ભગવાન સૌનાં સારાં વાનાં કરશે. આપણે તો નિમિત્ત માત્ર છીએ. તમારા કાર્યને આગળ વધારો. તમે જે કામ કરો છો તે પરમાર્થનું છે. એટલે અમારા તરફથી તમને બધા જ પ્રકારનો સાથ સહકાર મળશે એમાં બેફિકર રહેજો."

હજુર સાહેબે આવી બાંહેધરી આપતાં મુખી ખુશી થયા અને હજૂર સાહેબની રજા લઇ રવાના થયા. ત્યાંથી તેઓ રોહા જાગીરદારને આમંત્રણ આપવા ગયા. બધા માનકારી અમલદારો સહિત પધારવાનું આમંત્રણ હાથોહાથ આપી તેઓ તેરા જાગીર, વિંઝોણ, જડોદર, ખોંભડી, બાંડિયા વગેરે ભાયાતી દરબારોને આમંત્રણ આપી આવ્યા. બધાને તેમણે પ્રાણપ્રતિષ્ઠાના આગલા દિવસે સાંજે નેત્રા ગામે પહોંચી જવા વિનંતી સાથે આગ્રહ કર્યો.

આ પછી એમણે રાજ્યના પોલીસ વડા તથા બીજા ઉચ્ચ અધિકારીઓને હાથોહાથ આમંત્રણો આપ્યાં. ઉપરાંત રોહા જાગીરના પોલીસ અમલદારોને પણ પ્રતિષ્ઠાને દિવસે આગ્રહ સાથે આવવા જણાવ્યું. આ પ્રમાણે જ્યાં જ્યાં આમંત્રણ આપવાં ઘટે ત્યાં ત્યાં કેશરા મુખીએ આગ્રહ કરી કરીને આમંત્રણો પાઠવ્યાં.

આ પછી મુખીએ નેત્રા ગામનું પાણી પીતી સમગ્ર પ્રજાને તથા આજુબાજુનાં નાનાં મોટાં બધાં ગામોના આગેવાન વેપારીઓ અને નાગરિકોને પ્રતિષ્ઠાના પંદર દિવસ પહેલાં નેત્રા ગામે ભેગા કર્યા. સૌને હાથ જોડીને તેમણે પ્રતિષ્ઠાના મંગલ પ્રસંગે ઉપસ્થિત રહેવા વિનંતી કરી. તેમણે કહ્યું :

VSAK: 13-May-1853

"વિક્રમ સંવત ૧૯૦૯ ના વૈશાખ સુદ ૫ ને દિવસે ભગવાન સ્વામિનારાયણના નવા મંદિરમાં મૂર્તિઓની પ્રતિષ્ઠા કરવાનું શુભ મુહૂર્ત નક્કી કરાયેલ છે. આ પ્રસંગે કચ્છ રાજ્યને આમંત્રણ આપેલ છે. હજૂર સાહેબ કદાચ આવે પણ ખરા. તે ઉપરાંત રાજ્યના વડા અમલદારો અને પોલીસ વડાઓ–અધિકારીઓને આમંત્રણ આપ્યાં છે અને તેઓ પધારશે પણ ખરા. વળી, તેરા જાગીર, રોહા જાગીર, વિંઝોણ દરબાર, તથા જડોદર, ખોંભડી. બાંડિયા વગેરે ભાયાતી રાજ્યોના દરબારોને પણ માનકારી અમલદારો સાથે પધારવા આમંત્રણ આપ્યું છે અગ અમદાવાદથી સંપ્રદાયના ધ. ધુ. આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદજી

સંતો ભૂજથી બીજા સંતોને લઈ સાત-આઠ દિવસ અગાઉથી અહીં પધારશે. આવા બધા મહેમાનો આપણે ત્યાં પધારવાના છે અને તેમની રહેવા જમવા વગેરેની તમામ પ્રકારની ઉત્તમ સગવડ આપણે કરવાની છે. દરેક મહેમાનને તેમને ઘટે એવો ઉતારો આપવો પડશે. આ માટે જરૂરી બધી સાધન સામગ્રી આપણે ભેગી કરવાની છે. આપણા દેશના મોટા માણસો અને સંતોની સેવા કરવાનો આપણને મહામોંઘો લાભ મળ્યો છે. આ લાભ લેવા આપ સૌને હું હાથ જોડીને વિનંતી કરું છું. આપણા ગામની એમાં જ શોભા છે અને આપણા માટે એ સોનાનો સૂરજ છે."

મુખીની વિનંતી સાંભળીને એકત્ર થયેલ તમામ લોકોએ મોંઘેરા મહેમાનોનું સન્માન જાળવવા અને આતિથ્ય કરવા તન-મન-ધનથી તમામ પ્રકારની સેવા કરવાની ખાતરી આપી. તેમણે કહ્યું : "આપણા આગેવાનોની અમને જે જે સેવાઓ સોંપાશે તે અમે ઊંઘ અને આળસ છોડીને ખડે પગે ઉઠાવીશું."

સૌએ સહકારની તૈયારી ઉત્સાહથી બતાવી એટલે પ્રસંગના વ્યવસ્થિત આયોજનની તૈયારીઓ શરૂ કરવામાં આવી. સૌ પ્રથમ રસોડાની વ્યવસ્થા શરૂ થઈ. આ કામનો હવાલો ગામના આગેવાન બ્રાહ્મણોને સોંપવામાં આવ્યો. મીઠાઈ સહિત બનાવવામાં આવનાર તમામ રસોઈનું સીધું સામાન અને મસાલાઓ લાવવામાં આવ્યા. સીધું સામાન લાવવાનું કાર્ય ગામના આગેવાન વેપારીઓને સોંપાયું. નાણાંનો વહીવટ ગામની પાટીદાર જ્ઞાતિના બે ભાઈઓને સોંપવામાં આવ્યો. આ ભાઈઓએ પાંચ જણની કાર્યવાહક સમિતિ બનાવી. તેમાં ત્રણ સભ્યો પાટીદાર હતા. એક સભ્ય આગેવાન લોહાણા ભાઇ હતા. જ્યારે પાંચમા સભ્ય તરીકે એની સોની આગેવાન હતા. આ પાંચ જણની સમિતિની અનુમતીથી જ બધાં નાણાંકીય વહીવટ ચાલવાનો હતો. મહેમાનોના જુદા જુદા ઉતારાઓની વ્યવસ્થામાં ગામની ઇતર કોમના માણસોનો પણ સહારો લેવામાં આવ્યો. જો કે આ વ્યવસ્થા કરવામાં પણ

ગામના પાટીદાર ભાઈઓએ મોટો ભાગ ઉપાડી લીધો હતો. વાડીઓના પડામાં છાંયડા માટે વળીઓ, ભુંગણો, દોરડાં વગેરેની મદદથી સમિયાણા બાંધવામાં આવ્યા હતા. સાધુ સંતોના ઉતરાઓ પણ બહુ ઝીણવટથી તૈયાર કરવામાં આવ્યા હતા. આ માટે મંદિર અને તેની આજુબાજુનાં મકાનોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. સૂવાનું, નહાવાનું, જમવાનું વગેરે આ મકાનોમાં જ ગોઠવવામાં આવ્યું હતું. આમ બધી બાબતો ઉપર કાળજીથી ધ્યાન દઈને વ્યવસ્થાકાર્ય ઝડપથી ચાલવા લાગ્યું. જેમ જેમ પ્રતિષ્ઠાનો દિવસ નજીક આવવા લાગ્યો તેમ તેમ સૌ સેવકોનો ઉત્સાહ વધવા લાગ્યો અને વ્યવસ્થા કાર્ય જોશભેર ચાલવા લાગ્યું.

ધ. ધુ. આચાર્ય મહારાજ શ્રી અયોધ્યાપ્રસાદની આજ્ઞાનુસાર સંપ્રદાયના સંત મહાત્માઓ ભૂજ અને અમદાવાદથી આઠ દિવસ પહેલાં નેત્રા ગામે આવી ગયા. યજ્ઞ માટે બ્રાહ્મણો પણ ત્રણ દિવસ પહેલાં આવી ગયા હતા. મૂર્તિઓની પ્રતિષ્ઠાને આગલે દિવસે યજ્ઞવેદી તેમજ પૂજાની સાધન સામગ્રી સંતોએ તૈયાર કરી દીધાં. શિક્ષાપત્રીના ત્રણ દિવસના પારાયણનું પણ આયોજન વિદ્વાન સંતોના હાથે કરવામાં આવ્યું હતું.

વૈશાખ સુદ ચોથના દિવસથી જ આમંત્રિત મહેમાનોના આગમનનો પ્રવાહ શરૂ થયો. જેમ જેમ મહેમાનો આવતા ગયા તેમ તેમ તેમને યોગ્ય ઉતારાએ ઉપર સૌને પૂરા માન સાથે પહોંચાડવામાં આવતા હતા. તેમને ન્હાવા, ધોવા, જમવા વગેરેની બધી સગવડો પૂરી પડાતી હતી.

હવે પ્રાણપ્રતિષ્ઠાની શુભ તિથિનો મંગલકારી સૂર્યોદય થાય એ પહેલાં જ નેત્રા ગામ વેદના મંત્રોચ્ચારથી ગાજી ઊઠયું. યજ્ઞવેદીમાંથી ઊઠતી યજ્ઞજ્વાળાઓની જેમ આ મંત્રોના ઉચ્ચારો પણ ગગનભેદી થતા હતા. ગગનભેદી મંત્રગાનની સાથે યજ્ઞમાં આહુતિઓ અપાતી હતી. સૌનાં મન પ્રફુલ્લિત હતાં. ભગવાનની મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા વેદોના મંત્રોચ્ચાર સહિત સિદ્ધ સંતો, પવિત્ર બ્રાહ્મણો અને ધર્મવીર કેશરા

મુખીના શુભ હસ્તોએ કરવામાં આવી. પ્રાણપ્રતિષ્ઠાની પૂર્ણાહુતિ રૂપે યજ્ઞમાં નારીયેળ હોમવામાં આવ્યું. આ પ્રસંગે પધારેલા સૌ સન્માન-નીય આમંત્રિતોએ દર્શનનો લાભ લઇ ભગવાનને ચરણે યથાશકિત ભેટ મૂકી.

પ્રાણપ્રતિષ્ઠાનો વિધિ પૂરો થતાં ભોજન સમારંભ શરૂ થયો. હજારો માણસોને ભોજન કરાવવાની બધી વ્યવસ્થા ખૂબ સારી રીતે મોટા પાયા ઉપર કરવામાં આવી હતી. સૌ પ્રથમ તો આમંત્રિત સજ્જનોને પ્રેમ અને માનથી જમાડવામાં આવ્યા. ત્યારબાદ આજુબાજુનાં ખોંભડી, બાંડિયા, સરવા, ખીરસરા, રસલિયા વગેરે ગામોનાં ગામવાસીઓને પણ ભોજન કરાવવામાં આવ્યું. આ બધાં ગામના લોકોને પ્રતિષ્ઠા નિમિત્તે ભોજનનું ખાસ નિમંત્રણ આપવામાં આવ્યું હતું એટલે લોકો મોટી સંખ્યામાં ઊમટયા હતા. આ પ્રસંગે નેત્રામાં ભેખ, ભિક્ષુક, ભટ, ચારણ, બ્રાહ્મણ વગેરે લોકો પણ મોટી સંખ્યામાં આવ્યા હતા. એ બધાને જમાડી દાન દક્ષિણા આપી સંતુષ્ટ કરવામાં આવ્યા. ગામનાં મૂંગાં જાનવરો અને ગાયોને પણ લીલો ચારો નીરવામાં આવ્યો.

હજારો માણસોને જમાડવા છતાં રસોઇ મોટા પ્રમાણમાં બચી હતી. એટલે નેત્રા ગામના લોકોને સાંજે પણ સારી રીતે જમાડવામાં આવ્યું. તે છતાં રસોઇ વધતાં લાડુ, સુખડીનો પ્રસાદ આજુબાજુના ગામડાંના લોકોને યથાયોગ્ય રીતે વહેંચવામાં આવ્યો.

ભગવાન સ્વામિનારાયણના નવા મંદિરની મૂર્તિઓની પ્રાણપ્રતિષ્ઠાનો આખો પ્રસંગ ઉત્તમ રીતે વિના વિઘ્ને પાર પડયો. કેશરા મુખીની માન આબરૂમાં ચાર ચાંદ લાગી ગયા. મંદિરની રચનાથી અખિલ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં મુખીએ શુદ્ધ સનાતન ધર્મનો મજબૂત પાયો નાંખ્યો અને સમાજ સુધારાની દિશામાં પ્રથમ પગલાં માંડયાં. પ્રતિષ્ઠા નિમિત્તે ખૂબ ઉદારતાથી નાણાંનો ઉપયોગ કરી નેત્રાના લોકોને મોટો ધર્મલાભ કરાવ્યો અને પોતે પણ લાભ લીધો. ભગવાને પ્રતિષ્ઠાનું કાર્ય આમ નિર્વિઘ્ને પાર પાડયું.

ભગવાન સ્વામિનારાયણના મંદિરમાં ભગવાનની મૂર્તિઓની પ્રાણ-પ્રતિષ્ઠા કરાવ્યા ને છ એક વર્ષ પસાર થઇ ગયાં. એવામાં કેશરા મુખીના કાને સમાચાર આવ્યા કે ધ. ધુ. આચાર્ય શ્રી અયોધ્યા પ્રસાદજી કચ્છની મુલાકાતે પધારી રહ્યા છે. આ સમાચાર સાંભળીને કેશરા મુખી ભૂજ ઊપડયા. ત્યાં સંતોનાં દર્શન કરીને તેમણે આચાર્ય મહારાજ કયારે પધારવાના છે તેની પૂછપરછ કરી. મુખીને જવાબ આપતાં સંતો બોલ્યા :

VSAK: 13-Mar-1859

"મુખી, ચાલુ સાલે એટલે કે વિ. સં. ૧૯૧૫ ના ફાગણ માસમાં હુતાશનીનો સામૈયો પત્યા બાદ તરત જ આપણા દેશમાં આચાર્યશ્રી પધારવાના છે. તેઓ ભૂજ. માંડવી, તેરા, કાળાતળાવ વગેરે ગામોએ પધરામણી કરવાના છે. મહારાજશ્રી તરફથી આવેલા કાગળોમાં આવા સમાચાર છે. જો કે એમને પધારવાને એકાદ માસની વાર છે પણ એમનો ફરીથી કાગળ આવ્યે અમે તમને વિગતવાર ખબર કરીશું. છતાં તમે તો અવારનવાર ભૂજમાં હજૂર સાહેબ પાસે આવો જ છો એટલે તમે પણ ફરીથી જ્યારે ભૂજ આવો ત્યારે અહીં આવજો. સંજોગવસાત્ તમારાથી ન અવાય તો પણ અમે તમને ખબર પહોંચાડીશું."

આ પછી થોડા દિવસોમાં જ ખબર આવ્યા કે આચાર્ય મહારાજ ટૂંક સમયમાં પધારી રહ્યા છે. અગાઉ મળેલા સમાચાર પ્રમાણે સંવત ૧૯૧૫ ની સાલના ફાગણ માસમાં આચાર્ય મહારાજ કચ્છમાં પધાર્યા. ભૂજથી તેઓ માંડવી, તેરા, કાળાતળાવ વગેરે સ્થળોએ પધારવા નીકળ્યા ત્યારે કેશરા મુખી અને તેમના સાથીદારો તેમની સાથે જ હતા. આચાર્યશ્રીની પધરામણી જ્યારે તેરા ગામે થઇ ત્યારે કેશરા મુખીએ હાથ જોડીને આચાર્યશ્રીને વિનંતી કરી :

"બાપુજી, આપ હવે અમારા નેત્રા ગામે પણ પધારો અને અમારા ગામને તથા અમને પાવન કરો."

મુખીની માગણીનો સસ્મિત સ્વીકાર કરતાં આચાર્ય મહારાજ બોલ્યા : "આવતીકાલે અમે નેત્રા ગામે જરૂરથી પધરામણી કરીશું."

આચાર્ય મહારાજ નેત્રા ગામે બીજે દિવસે પધારવાના છે એ સમાચાર કેશરામુખીએ ખાસ માણસ મોકલીને નેત્રા મોકલાવ્યા. સંદેશ-વાહકે નેત્રા જઇને સ્વામિનારાયણ ધર્મ પાળવાવાળાં સૌ ભાઇ-બહેનોને ભેગાં કર્યાં અને આચાર્ય મહારાજના આગમનના સમાચાર આપી તેમનું ભવ્ય સ્વાગત કરવાની તડામાર તૈયારીઓ કરવા જણાવ્યું. આ સમાચાર જાણીને સૌ ખૂબ આનંદિત થઇ ગયાં. આજુબાજુનાં ગામોના સત્સંગીઓને પણ તાબડતોબ બોલાવવામાં આવ્યા. બધાંએ ભેગા થઇને ઉતારાની અને ભોજનની પૂરતી સગવડો સૂર્ય ઊગે તે પહેલાં રાતોરાત ઊભી કરી દીધી.

બીજે દિવસે સવારે આચાર્ય મહારાજનો સંઘ તેરા ગામથી નેત્રા જવા રવાના થાય તે પહેલાં કેશરા મુખીએ પોતાની ઘોડી ઉપર એક માણસને ખબર કરવા મોકલી દીધો કે આચાર્ય મહારાજશ્રીની સવારી તેરા ગામથી નેત્રા આવવા નીકળી ગઇ છે અને એકાદ બે કલાકમાં તે નેત્રા આવી પહોંચશે.

ધર્મ ધુરંધર આચાર્યશ્રીની ઉતારાની વ્યવસ્થા વાડીમાં કરવામાં આવી હતી. એટલે અનુયાયીઓએ સૌ પહેલાં આચાર્યશ્રીને વાડીએ લઈ જવાનું વિચાર્યું. ત્યાંથી તેમનું ભવ્ય સામૈયું કરી વાગતે ગાજતે ધામ-ધૂમથી ગામમાં તેમની પધરામણી કરાવવાની વ્યવસ્થા કરવામા આવી હતી.

દિવસ ઊગતાં વેંત આચાર્યશ્રીનું આગમન થયું. બંદૂકોના ધડાકાથી તેમનું સ્વાગત કરવામાં આવ્યું અને તેમને વાડીમાં ઢોલિયા ઉપર ગાદી-તકિયે બિરાજમાન કરવામાં આવ્યા. સંતો, બ્રહ્મચારીઓ, કાઠી દરબારો અને હરિભક્તોને બેસવા માટે મહારાજશ્રીની સન્મુખ વ્યવસ્થા કરવામાં આવી હતી. આચાર્યશ્રીના આગમન સાથે જ ત્યાં આગળ મોટી સભા ભરાઇ ગઈ.

બીજી બાજુ ઢોલ શરણાઈ જેવાં વિવિધ વાદ્યો સાથે ઉચ્છવિયાની મંડળી, ગોતીડાં, માંગલિકો ગીતો અને બંદૂકોની સલામી સાથે

મહારાજશ્રીના ભવ્ય સામૈયાની તૈયારીઓ થવા લાગી બધી તૈયારીઓ પૂરી થતાં આચાર્ય મહારાજને હાથી ઉપર મૂકેલી ભભકદાર અંબાડીમાં બેસાડવામાં આવ્યા અને સવારી ગામમાં આવવા રવાના થઈ.

બીજી બાજુ, સારાં કામમાં સો વિઘ્નો આવે એ કહેવત પ્રમાણે જૂના કલ્પિત ધર્મપ્રેમી ભાઇઓમાંથી કેટલાક અજ્ઞાની અને અવિચારી લોકોએ એક તોફાની પગલું ભરવાનું વિચાર્યું. કેટલાક હરિજનોને મોટાં મોટાં પ્રલોભનો આપી તેમને આ તોફાન માટે તૈયાર કરવામાં આવ્યા. આચાર્યશ્રી મહારાજની સવારી વાડીએથી રવાના થઇને જેવી વથાણમાં આવે કે તરત જ હરિજનોએ હાડકાં, માંસ વગેરે જેવી અપવિત્ર વસ્તુઓ આચાર્યશ્રી ઉપર અને તેમની સાથેના સાધુસંતો ઉપર તેમને અભડાવવા એવું કાવતરું રચવામાં આવ્યું. આવું થતાં આચાર્યશ્રીનો સંઘ ગામમાં આવવાને બદલે બારોબાર જતા રહે એવી એમની ગણત્રી હતી.

સાધુઓ ઉપર હાડકાં, માંસ વગરે અપવિત્ર વસ્તુઓ નાખવી

પાટીદાર ભાઇઓમાથી કોઈ ભાઈઓને આ કાવતરાની સહેજ પણ ગંધ આવી ન હતી. હવે સવારી જેવી ગામમાં પ્રવેશવાની તૈયારીમાં હતી તેવા કાવતરાબાજોએ હરિજનોને તૈયાર કરી દીધા. એક કાવતરાબાજે હરિજનોને બધી અપવિત્ર વસ્તુઓ તૈયાર રાખવાનું કહ્યું અને ઉમેર્યું : "તમે બધી વસ્તુઓ સાથે તૈયાર થઇને ઊભા રહો. હું સવારી આવે છે ત્યાં જઇ આવું અને તપાસ કરી લાવું કે આચાર્ય અને તેના સાધુડાઓ ઉપર હાડકાં–માંસનો વરસાદ વરસાવીને અભડાવવાનો સારો લાગ ક્યાંથી મળશે?" આમ કહીને એ કાવતરાબાજ રવાના થઇ ગયો. એ મનમાં હરખાતો હતો કે કેશરા મુખીની ઢેડ ફજેતી જોવાની મજા આવશે.

બીજી બાજુ આચાર્યશ્રીની સવારી એના નિયત રસ્તે આગળ વધી રહી હતી. મહારાજશ્રી સૌના પ્રણામ ઝીલતા અને સૌને આશીર્વાદ આપતા હાથી ઉપર આગળ ચાલી રહ્યા હતા. એટલામાં એમની અંતર્યામી શક્તિના તાર રણઝણી ઊઠયા. તેમને મનમાં પ્રકાશ ફેલાયો કે

જૂના ધર્મવાળા ભાઈઓએ તેમને અભડાવવાનું કાવતરું કર્યું છે અને એ માટે એક કાવતરાબાજ તેમની પાસે આવી રહ્યો છે. તેમણે મનમાં સંકલ્પ કર્યો કે એ કાવતરાબાજની મેલી મુરાદના બદલામાં તેને ખૂબ માન આપવું. વેરીને પણ આદરભાવ એ તો સંતોનું સૂત્ર છે. વખત આવ્યે સંતોએ તેનું આચરણ કરવું જોઈએ. આવા સંકલ્પ સાથે કાવતરાબાજ જે તરફથી આવતો હતો તે તરફ હાથીને વાળવા મહાવતને આદેશ આપ્યો. કાવતરાબાજ સામે હાથી ફરતાં જ આચાર્યશ્રી અને કાવતરાબાજની આંખો મળી. મહારાજશ્રીની કૃપાદૃષ્ટિની અમોઘ શક્તિ કાવતરાબાજ ઉપર વરસી અને એના અંતઃકરણમાં ચમત્કારિક પરિવર્તન આવી ગયું. તેના હૈયામાં મહારાજના હૈયાનો ગુણ આવ્યો. આચાર્ય મહારાજશ્રીએ હાથીને બેસાડાવ્યો અને પેલા દ્વેષી કાવતરાબાજને કહ્યું:

"ભક્તરાજ, આવો અહીં અને અંબાડી ઉપર અમારી પછવાડે બેસો. અમારે તમારી સાથે થોડી વાતો કરવી છે."

મહારાજશ્રીની આજ્ઞાથી તો એ કાવતરાખોરનું સદ્ભાગ્ય ખૂલી ગયું. તેના હૈયામાં જે મેલી મુરાદ હતી તે હવે તદ્દન મરી પરવારી હતી. આચાર્ય મહારાજની આજ્ઞા માથે ચઢાવીને તે સીડી ચઢી હાથી ઉપર મહારાજશ્રીની પાછળ બેસી ગયો. ધ. ધુ. આચાર્ય મહારાજ ખૂબ રાજી થયા. તેમણે કહ્યું:

"ભક્તરાજ, આટલા બધા માણસોમાં તમે એકલા જ અમને એવા લાગ્યા કે અમારી પૂજાવિધિ કરવા દૂરથી આવ્યા હો. એટલે અમારા પ્રત્યેનો તમારો સાચો ભાવ જાણીને અમે તમને અમારી પાસે બેસાડયા છે, કેમ સારું છે ને?"

આમ કહીને આચાર્ય મહારાજે તેમને કુશળ સમાચાર પૂછયા. પેલાને કાપ્યું હોય તો લોહી ના નીકળે એવો એ ઠંડો થઈ ગયો હતો. એ નીચું મોઢું કરીને બોલ્યા ચાલ્યા વગર બેસી રહ્યો. એને મૂંગો જોઈને આચાર્યશ્રી બોલ્યા:

"ભકતરાજ ! કેમ કાંઇ બોલતા નથી ? અમે તમને પ્રેમથી બોલાવીએ છીએ !"

એટલે છેવટે એ હાથ જોડીને બોલ્યો :

"તમે તો ભગવાન છો. તમે દયાના સાગર છો. મારા જેવાની ભૂલ માફ કરી દો. હું તમારે શરણે છું."

મહારાજશ્રીએ તો એનું આખું કારણશરીર જ બાળી નાંખ્યું હતું એટલે એનામાં ભગવત્ગુણ પ્રગટયો હતો. એણે વિનંતી કરી :

"મહારાજ, મને હવે આપની સેવા સિવાય કશામાં રસ રહ્યો નથી."

મહારાજે કહ્યું : "ભલે ! અમે એમ કરીશું. તમે અમારી સાથે ચાલજો અને અમારી સેવા કરજો."

આચાર્ય મહારાજ અને તેમના સાધુઓને અભડાવાનો લાગ શોધવા ગયેલા પોતાના સાથીદાર અંબાડી ઉપર બેઠેલો જોઇને તેના બધા સાથીદારોએ આપસ આપસમાં ચર્ચા કરવા માંડી :

"અલ્યા પેલો તો રાજાની જેમ મહારાજાની સાથે હાથી ઉપર ચઢી બેઠો છે. આપણને ખોટે રસ્તે દોરીને એણે આપણને અળખામણા બનાવ્યા છે. પોતાનું સારું દેખાય એ રીતે મહારાજને ઊંધું ચતું સમજાવતો હોય એમ લાગે છે. જુઓ તો ખરા! મહારાજને ચમરીથી વાયરો નાખે છે! એટલે આપણે હવે કોઇને ખબર ના પડે એમ સ મૈયામાં જોડાઇ જઇએ."

આવું વિચારીને બધા સામયામા જોડાઈ ગયા. પેલા હરિજનો પણ કાંઇ કર્યા વગર ચાલ્યા ગયા.

પોતાનું બૂરું કરવાની મેલી મુરાદથી આવેલા માણસનું આચાર્યશ્રીએ કલ્યાણ કર્યું. મોટા પુરુષોની દયાનો પાર નથી હોતો. જગતના

જીવની અવળાઈઓનો પણ પાર નથી હોતો. કદાચ પેલા અણસમજુ લોકોનું કાવતરું અમલમાં મુકાયું હોત તો કાઠિયાવાડ, ગુજરાતના હથિયારબંધ દરબારો અને કાઠીઓ આચાર્ય મહારાજશ્રીનાં સેવામાં હાજર થઈ જાત અને કાવતરાખોરોને બરાબર પાઠ ભણાવ્યો હોત. બધું જાણવા છતાં આચાર્યશ્રીએ પોતાનું અને દરબારોની સેનાનું સામર્થ્ય છુપાવ્યું અને અપકારનો બદલો ઉપકારથી આપ્યો.

આમ એક વિઘ્નને ટાળી આચાર્યશ્રી મહારાજ સહુ સંતો, બ્રહ્મચારીઓ, હરિભક્તો વગેરે સાથે ભગવાન સ્વામિનારાયણના મંદિરે વાગતે ગાજતે પધાર્યા અને તેમને ઢોલિયા ઉપર ગાદી તકિયે સન્માન-પૂર્વક વિરાજમાન કર્યા. પછી સૌ પ્રથમ બ્રહ્મચારી મહારાજ, ત્યારબાદ સાધુ સંતો અને કાઠી દરબારો તથા હરિભક્તોએ મહારાજશ્રીની આરતી ઉતારી. બ્રહ્મચારી મહારાજે તૈયાર કરેલા થાળને પ્રથમ દેવને ધરીને પછી આચાર્ય મહારાજને ભોજન કારાવ્યું. એમાં ભોજય, ભક્ષ, લેહય એમ ચાર પ્રકારનાં ભોજનનો સમાવેશ એમાં થતો હતો. મહારાજશ્રીએ જમીને ચળુ કયું અને મુખવાસ લીધો. ભોજન કર્મથી પરવારીને તેઓ પોઢી ગયા.

ત્યારબાદ સંતો, બ્રહ્મચારી, કાઠી દરબારો અને હરિભક્તોને બ્રહ્મચારી મહારાજ વગેરે પ્રેમથી ભોજન પીરસ્યાં. મુખવાસ વગેરે લઈને બધાંએ થોડીવાર આરામ કર્યો. આરામ લીધા બાદ સંતોએ અને બ્રહ્મચારીઓએ સ્નાન કર્યું. અન્ય લોકોમાંથી પણ જેને નહાવાની ઈચ્છા હતી તે બધાએ સ્નાન કર્યું. સ્નાનાદિથી પરવારી બધા મંદિરમાં યથા-સ્થાને સભારૂપે ગોઠવાઈ ગયા. આચાર્યશ્રી જાગ્યા એટલે એમને મુખ-મંજન અને જળપાન કરાવવામાં આવ્યું. તેઓએ પણ સ્નાન કર્યું. દરમિયાન બ્રહ્મચારી મહારાજે વનફળનો થાળ કરીને ઠાકોરજીને ધરાવ્યો અને પછી આચાર્ય મહારાજશ્રીને આપ્યો. મહારાજશ્રી એમાંથી થોડું જમ્યા અને સંતો તથા અન્ય બધાને પ્રસાદી આપી. બધી રીતે પર-વારીને જ્યારે મહારાજશ્રી ઢોલિયા ઉપર બિરાજમાન થયા ત્યારે સંતો

વગેરેએ એમની ફરીથી આરતી ઉતારી. દર્શને આવેલા હરિભકતો અને દરબારોએ તેમને ચરણે નાની મોટી ભેટ મૂકી અને તેમની પૂજા કરી. સંતો, બ્રહ્મચારીઓ, પારસદો અને દેશ દેશના હરિભકતો સભામાં યથાસ્થાને બેઠા એટલે આચાર્ય મહારાજે કરુણા દૃષ્ટિથી બધાના ક્ષેમ-કુશળ પૂછયા. થોડીવાર એમણે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભગવાનની ભકિત વગેરે બાબતો ઉપર એકાંતિક ધર્મોપદેશ કર્યો. સંતો અને બ્રહ્મચારીઓ દ્વારા પણ થોડો ધર્મોપદેશ થયો. એ પૂરું થયા બાદ આચાર્ય મહારાજે કેશરા મુખી અને તેમના સાથીદારોને તેમની પાસે બોલાવ્યા અને કરુણા દૃષ્ટિથી પૂછયું :

"મુખી અમારા જાણવામાં આવ્યું છે કે તમારા ગામના જૂના ધર્મવાળા કણબીઓ તરફથી તમને લોકોને વારંવાર ખૂબ હેરાન-પરેશાની થાય છે જેને લીધે તમે ધર્મ બાબતમાં અને જ્ઞાતિના રીતરિવાજોની બાબતમાં મોટી મૂંઝવણમાં મુકાઈ જાવ છો. આથી અમને તમારી ચિંતા થાય છે. જો તમારી ઇચ્છા હોય અને હિંમત ચાલતી હોય તો એક રસ્તો અમારી પાસે છે. તમે બધા ભેગા મળીને કહેતા હો તો તમે જે લોકો લઘુમતીમાં છો તેઓનો સૌનો ભૂજ પરગણાના લેઉઆ પાટીદારો સાથે રોટીબેટીનો સંબંધ અમે સુમેળથી કરાવી આપીએ. તમે લોકો લેઉઆ પાટીદાર જ્ઞાતિમાં ભળી જાવ."

લેવા પટેલ જ્ઞાતિ સાથે ભળી જવાનો ઉપાય સુજવ્યો..

આ સાંભળીને કેશરા મુખી બોલ્યા :

"મહારાજ, આપ બાપજી અમારી તકલીફો દૂર કરવા અમારા હિતની જ વાત કરો છો પણ અમે ભૂજ પરગણાના લેઉઆ પાટીદારો સાથે રોટીબેટીનો સંબંધ બાંધવા માગતા નથી અમે આપના અનુયાયી થયા છીએ. અને અમારી સંખ્યા પણ ઓછી છે. જૂના ધર્મવાળા એમાંથી હમણાં કોઈ ધર્મ બદલશે નહીં. અમારી જ્ઞાતિ જે અમારે સૌને માટે માતા સ્વરૂપ છે તેને અમે અત્યારે કે ભવિષ્યમાં છોડવા માગતા નથી. સ્વામિનારાયણ ભગવાનના સ્વરૂપ જેવી અમારી જ્ઞાતિને અમારામાંથી કોઇપણ વ્યકિત છોડી શકે નહીં.

છતાં, આપ અમારા બીજા સાથીદારોને આ બાબતે પૂછી જુઓ.”

એટલે મહારાજે મુખીના સાથીદારોને પૂછ્યું : “બોલો, હું કહું છું તેમ કરવું છે કે મુખી કહે છે તેમ ?”

ત્યારે નાથા મુખી અને ગડાનીવાળા નાઈયા ગગારી બોલ્યા :

“કેશરા મુખી કહે છે તે જ અમારે માટે સારું અને શોભારૂપ છે. કહેવત છે ને કે નાતે તરવું અને નાતે બુડવું.”

નાત છોડવાનો ઈન્કાર સાંભળીને આચાર્ય મહારાજ બહુ રાજી થયા. આચાર્ય મહારાજે કરેલી પરીક્ષામાં કેશરા મુખી અને તેમના સાથીદારો પાસ થયા. મહારાજ બોલ્યા :

“તમને બધાને ધન્ય છે. જ્ઞાતિધર્મ જાળવવા માટે તમે તમારા ગુરુની વાત પણ માની નથી. તમે જ્ઞાતિધર્મ જાળવી જાણ્યો છે. અમે તમારી ઉપર ઘણા રાજી થયા છીએ. સાંભળો–પોતાના ઘરમાં કુટુંબીજનોમાં કે સમાજમાં એક જ ધર્મ નથી હોતો. ધર્મ મનની માન્યતા છે. એક જ ઘરમાં ધર્મ બેચાર પણ હોઈ શકે. પણ એક જ ઘરમાં કે સમાજમાં બે ચાર જ્ઞાતિ હોતી નથી. એ તો એક જ હોય છે. અમારી સૂચના તમે માન્ય રાખી નહીં એ તમે ઘણું સારું કર્યું. શાસ્ત્રમાં ધર્માચાર કરતાં કુલાચાર શ્રેષ્ઠ કહ્યો છે. તમે સમાજધર્મને પહેલો રાખશો. સમાજ છે તો ધર્મ છે.

જ્ઞાતિ ધર્મ જાળવી રાખજો

સમાજ એ ભગવાનનું સ્વરૂપ છે. સમાજ અને ભગવાનના એકાંતિક સંત એ ભગવાનના પડછાયા રૂપ જ છે. સમાજ અને સંત ભગવાનથી સહેજ પણ જુદા નથી. જ્યાં એ બે હોય ત્યાં ભગવાન હોય જ. ધર્મ ભગવાનને આશરે હોય છે. મનુષ્યરૂપી સમાજની સેવા એ જ પ્રભુસેવા છે. સમાજનો દ્રોહ કરવો પ્રભુનો દ્રોહ કર્યા બરાબર છે. જગતમાં પશુપંખીઓનો પણ પોતાનો સમાજ હોય છે અને તેઓ સમાજની આમન્યામાં રહી તેનાથી ક્યારેય અલગ પડતાં નથી. આદિકાળથી ભગવાને

ઋષિમુનિઓ દ્વારા વર્ણ આશ્રમ રૂપી સમાજની સૌ પ્રથમ રચના કરી. ત્યાર પછી વેદો અને સ્મૃતિઓએ જુદા જુદા સમાજો પરત્વે અલગ અલગ સમાજધર્મો બાંધ્યા જે અત્યાર સુધી ચાલ્યા આવ્યા છે. શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે કે ઇશ્વરે વર્ણ અને આશ્રમની રચના કરી છે. હરેક વર્ણ અને આશ્રમના જે જે ધર્મ બાંધ્યા હોય તે અનુસાર માણસે વર્તવાનું છે. તમે બધા ગૃહસ્થ છો એટલે તમારે ગૃહસ્થીધર્મ પ્રમાણે વર્તવાનું હોય. દેહધર્મથી જે જુદો ભાગવત ધર્મ છે એ જીવનો ધર્મ છે. તેનાથી જ મોક્ષ થાય છે. ઇતિહાસમાં થઇ ગયેલા ધર્માત્મા રાજાઓએ પણ રાજ્ય ધર્મનું આચરણ કરી રાજ્ય કારોબાર ચલાવ્યો હતો. તમે સમજુ અને વ્યવહાર કુશળ છો. એટલે તમારા વ્યાવહારિક કામમાં શ્રીજી મહારાજે શિક્ષાપત્રીમાં જે પ્રમાણે જણાવ્યું છે તે પ્રમાણે વર્તજો. એ પ્રમાણે વર્તીશું તો ભગવાન અણીને સમયે જરૂરથી સહાય કરશે."

આ પ્રમાણે ઉપદેશ કર્યા પછી આચાર્ય મહારાજે ભૂજ જવા બાબતે કહ્યું :

"અમે આવતી કાલે સવારે વહેલા ઠાકોરજીને જમાડીને ઠંડા પહોરે પ્રસ્થાન કરીશું. તમે બધા સંપથી રહીને સત્સંગ વધારજો ભગવાન તમારા ઉપર રાજી છે અને વધારે રાજી રહે એવા અમારા આશીર્વાદ છે."

આમ કહીને તેમણે કેશરા મુખીને પ્રસાદીનું અંગરખું આપ્યું તથા અન્ય પ્રસાદીમાં શ્રીજી મહારાજની મૂર્તિ અને ચરણની જોડ આપી. વસ્તા લખુ વસાણીને પ્રસાદીની પાઘડી આપી તથા નાથા મુખીને ચરણની જોડ અને મૂર્તિ આપી. નાઇયા ગોગારીને પણ મૂર્તિ આપી. બીજાઓને પણ જેમ ઘટે તેમ પ્રસાદી. હાલ પણ તેમાંની કેટલીક પ્રસાદી મંદિરોમાં તથા તેઓના વંશજોનાં ઘરોમાં મોજૂદ છે.

એ પછી કેશરા મુખીએ આચાર્ય મહારાજને હાથ જોડી વિનંતી

કરી : "મહારાજ ! અમારા અબડાસા દેશ ઉપર કૃપા કરીને અવારનવાર સંત મહાત્માઓને મોકલતા રહેજો જેથી અમને સંત સમાગમનો લાભ અવારનવાર મળતો રહે."

બીજે દિવસે વહેલી સવારે બધા ઊઠયા. બ્રહ્મચારી મહારાજે તૈયાર કરેલો થાળ મહારાજશ્રી જમ્યા બીજાઓ પણ જમ્યા. પછી બધા ભૂજ જવા રવાના થયા. એમને સૌને માંગલિક વાજિંત્રો સાથે નેત્રા ગામના લોકોએ ધામધૂમથી વિદાય આપી. આ રીતે કેશરા મુખીએ સંવત ૧૯૧૫ ની સાલમાં ફાગણ માસે નેત્રા ગામે ધ. ધુ. આચાર્ય મહારાજશ્રી અયોધ્યા પ્રસાદજીની પધરામણી કરાવીને ગામનાં સર્વજનો અને હરિભકતોને શ્રેષ્ઠ સત્સંગના અમૂલ્ય અવસરનો લાભ અપાવ્યો.

એ જ સાલમાં એટલે કે સંવત ૧૯૧૫ માં મહારાવશ્રી દેશળજીએ કુમારશ્રી પ્રાગમલજીનાં લગ્ન લેવાનો વિચાર કર્યો એટલે તેની તૈયારી રૂપે તેમણે રોહા, તેરા અને વિંઝાણ જાગીરના ભાયાતો તથા નજીકના અન્ય ભાયાતોને ભૂજ બોલાવ્યા. બધાએ ભેગા થઈને લગ્નનું રાજ્ય તરફથી ખાંડું લઈને કોણ જાય તે બાબતે વિચાર કર્યો. ચર્ચાને અંતે સૌને થયું કે નેત્રાવાળા કેશરા મુખી ખાંડું લઈને જાય એ ઉત્તમ ગણાશે. એટલે મુખીને ભૂજ દરબારમાં બોલાવવામાં આવ્યા. સૌએ કરેલા નિર્ણયની મુખીને જાણ કરવામાં આવી. મુખીએ સહર્ષ સૂચનનો સ્વીકાર કર્યો અને ખાંડું લઈને ઝાલાવાડ ગયા. રાજપૂતોના રિવાજ મુજબ લગ્નવિધિ પતાવીને જાન રાણી સાહેબને લઈને જ્યારે ભૂજ પરત આવી ત્યારે કેશરા મુખીએ રાણી સાહેબાને પોતાનાં ધર્મનાં બહેન બનાવ્યાં. બહેનને લગ્ન પ્રસંગે કાપડાંમાં ભેટ આપવાનો રિવાજ હોવાથી મુખીએ રાણી સાહેબાને અબડાસા તાલુકાનું બિટ્ટા ગામ કાપડાંમાં ભેટ આપ્યું. આ માટે એમણે તે ગામ દરબારશ્રી પાસેથી વેચાતુ લઈ લીધું હતું. ત્યાર બાદ કચ્છના મહારાવ તરીકે જ્યારે ખેંગારજી ત્રીજા સંવત ૧૯૩૨ના પોષ સુદ પાંચમને શનિવારના દિવસે જ્યારે રાજગાદી ઉપર બેઠા ત્યારે કેશરા મુખી રાજાના મામા તરીકે હાજર રહ્યા હતા અને રાજ્યને શોભે એવી મોટી રકમ ભાણેજને ભેટમાં આપી હતી.

રાણી સાહેબાને ધર્મના બહેન બનાવ્યા

VSAK: 01-Jan-1876

VSA: 22-Jul-1876 to 19-Aug-1876



હવે ચાલુ પ્રસંગ પર આવીએ. સંવત ૧૯૩૩ના શ્રાવણ માસમાં નેત્રા ગામે ઉજવણીના એક પ્રસંગે પોતાના સાથીદારોને જમાડવાનો કેશરા મુખીએ મનસૂબો કર્યો. આ માટે તેમને વાસણોની જરૂર પડી. ગામમાં કણબીઓનાં સર્વેચ મજીઆરાં વાસણો હતાં. તેમાંથી અડધા ભાગનાં વાસણોની મુખીએ માગણી કરી પણ જૂના ધર્મવાળા ભાઈઓએ તે આપવાની ઘસીને ના પાડી. મુખીએ તેમને સમજાવતાં કહ્યું :

સાવેચ સમાજના વાસણો આપવાની ના પાડી દીધી

"આપણી પાસે જે વાસણો છે તે ધાર્મિક પ્રસંગે વાપરવાનાં વાસણો છે અને તે આપણાં સૌનાં મજીઆરાં વાસણો છે. અમે જુદા પડયા છીએ એટલે એ વાસણોમાંથી અડધાં વાસણો વાપરવાનો અમારો હક્ક છે. અમને અત્યારે એ વાસણોની જરૂર પડી છે એટલે અડધાં વાસણો તમારે અમને આપવાં જોઇએ ઉપરાંત ઓછાણ બિછાનાં માટે ગાદલાં વગેરેની પણ અમને જરૂર છે એટલે એ પણ અડધા હિસ્સે અમને આપવાં જોઇએ. આ વાત વ્યવહારુ છે."

ગાદલાં ગોદડાં પણ માંગ્યા

કેશરા મુખીની આ માગણી તેમની અથાગ સમજાવટ છતાં જૂના ધર્મવાળા અજ્ઞાની અને અણુસમજુ લોકોએ માની નહીં અને મુખીએ અશ્લિલ શબ્દો બોલીને ધક્કા ધક્કી કરી ભયંકર અપમાન સાથે બહાર કાઢયા. આવો અપમાનજનક વર્તાવ થવા છતાં કેશરા મુખીએ સૌ હેવીલાઓને કહ્યું :

"આમ કરવામાં કશો ફાયદો નથી. આપણે ભેગા બેસીને સમજૂતીથી જેમ બને તેમ પતાવટ કરવી જોઇએ સર્વેચ મિલકતમાંથી જે કાંઇ અમને આપવાનું હોય તે રાજીખુશીથી અમને આપવું જોઇએ. અમે રાજી ખુશીથી તે લઈ લઇશું. આમ કરીશું તો આપણને સૌને ફાયદો થશે માટે તમે બધા ડાહ્યા થઇને સમજી જાઓ તો સારું."

પણ જૂના ધર્મવાળા ભાઇઓ ભાગ આપવા એકના બે ના થયા. આથી કેશરા મુખીએ લાલ આંખ કરીને કહ્યું :

"આનું પરિણામ ભોગવવા હવે તૈયાર રહેજો."

બીજે દિવસે સવારે વાડીએથી ઘોડી મંગાવીને ભૂજ જવાની તૈયારીઓ કરવા માંડી ભૂજ આવીને રાજ્યની ઘોડશાળમાં ઘોડી છોડીને તેને બાંધી અને ચારો નાંખ્યો. પોતે નાહી ધોઈને પરવાર્યા અને હજૂર સાહેબ પાસે પહોંચી ગયા. તથા તેમને બનેલી બધી હકીકતથી વાકેફ કર્યા. મહારાવશ્રીએ તરત જ હુકમ લખાવી તેને નખત્રાણાના ન્યાયાધીશ ઉપર મોકલી આપવા આજ્ઞા કરી. એ વખતે કેશરા મુખી બોલ્યા :

"અન્નદાતા, આપ નામદારને વાંધો ન હોય તો એ હુકમનો કાગળ મને આપો. હું જાતે જ નખત્રાણાના ન્યાયાધીશ સાહેબને રૂબરૂમાં આપી દઈશ."

મુખીની વાત સાંભળીને મહારાવશ્રી બોલ્યા :

"તમે જાતે જ લઈ જતા હો તો તેનાથી રૂડું બીજું શું હોય?" આમ કહીને મહારાવશ્રીએ હુકમનો કાગળ મુખીના હાથમાં અપાવી દીધો.

હુકમનો કાગળ લઈ મુખી મારતે ઘોડે નખત્રાણા આવ્યા અને ન્યાયાધીશ સાહેબને કાગળ રૂબરૂમાં આપ્યો. ન્યાય ધીશે હજૂર સાહેબના હુકમાનુસાર બીજો હુકમ નેત્રા ગામના કણબીઓના આગેવાનો ઉપર લખાવડાવ્યો. અને તેનો અમલ કરવા કોર્ટના બેલીફને આદેશ આપ્યો. ન્યાયાધીશે કરેલા હુકમમાં જણાવવામાં આવ્યું હતું કે

"નેત્રા ગામના જૂનાધર્મના ધર્મસ્થાનમાં ગાદલાં, તાંબા પીત્તળનાં વાસણ વગેરે જે કોઈ જંગમ મિલકત પડી હોય તેના ઉપર સીલ મારી દેવું અને વહેંચણીનો નિકાલ ન થાય ત્યાં સુધી બંને પક્ષમાંથી કોઈએ તેનો ઉપયોગ કરવો નહીં."

આમ થતાં ઝગડો વધ્યો. જૂના ધર્મવાળા ભાઈઓ ખુદ મહારાવ શ્રીની પાસે ફરિયાદ કરવા ભૂજ ગયા. કેશરા મુખી વિરુદ્ધ ફરિયાદ કરતાં તેમણે કહ્યું :

"કેશરા મુખીએ તો અમારી તથા અમારા ધર્મની આબરૂના કાકરા કરી નાંખ્યા છે. અને અમારી ભૂંડી ફજેતી કરી છે. આ વાતનો અમને ન્યાય આપો. મોટી સાતમ જેવા મોટા તહેવારે અમારી નાતનાં વાસણો

જો અમને મળે નહીં, તથા ગાદલાં વગેરેનો પણ અમને ઉપયોગ કરવાનો મળે નહીં તો અમે અમારા મહેમાનો માટે કરીએ શું ? માટે ખુદાવંત, અમને ન્યાય આપો. અમારી મિલકત ઉપર કેશરા મુખીએ સીલ મારી દીધાં છે એ અમારું મોટું અપમાન છે, અન્નદાતા ! અમારે ન્યાય જોઈએ છે."

જૂના ધર્મપ્રેમી ભાઈઓની ફરિયાદ સાંભળીને મહારાવશ્રી બોલ્યા :

"એક અઠવાડિયા પછી આવો. તમારો ઝગડો અમે પતાવી નાંખીશું. પણ તે પહેલાં તમે એક વાત કહો કે સીલ કોણે માર્યાં ? કેશરા મુખીએ કે રાજ્યે ?"

ત્યારે તે લોકો બોલ્યા :

"રાજ્ય તરફથી સીલ માર્યાં છે."

એ સાંભળી હજૂર સાહેબે કહ્યું :

"બસ, તો પછી આપસ આપસમાં તમારા ઝઘડાથી કોઈની જાનહાનિ ન થાય અને શાન્તિ જળવાય એટલે સીલ માર્યાં છે. હવે તમે બંને પક્ષવાળા આપસ આપસમાં સમજૂતી કરીને અઠવાડિયા પછી આવો. કેશરા મુખીને પણ અમે બોલાવીશું અને તમારા ઝગડાનો નિકાલ કરી નાંખીશું."

આમ કહીને હજૂર સાહેબે બધાને એક અઠવાડિયા બાદ ફરીથી આવવા જણાવ્યું.

બંને પક્ષોને આપસમાં ઝગડો પતાવવાનું જણાવ્યા છતાં બંને પક્ષમાંથી કોઈ નમવા તૈયાર ન હતું. દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા પણ ઝગડાનો અંત દેખાતો ન હતો. એટલે હજૂર સાહેબે રોહા જાગીરના દરબારશ્રી એંગારજી બાવા અને નેત્રા ગામના બંને પક્ષના કણબીઓને નક્કી કરેલ તિથિએ હજૂર સાહેબે પોતાની સમક્ષ ભુજમાં બોલાવ્યા. હજૂર સાહેબે નવેસરથી બંને પક્ષની ફરિયાદો બાબતે આપસમાં ઘણી ચર્ચા-વિચારણા કરી અને છેવટે ફેંસલો આપવામાં આવ્યો કે નેત્રા ગામના કણબીઓની જે સર્વેચ જંગમ મિલકતો હોય તેમાંથી

અડધો ભાગ સ્વામિનારાયણ પાળવાવાળા ભાઇઓને આપવો આવો ફેંસલો થતાં જૂના ધર્મપ્રેમી ભાઇઓએ હજૂર સાહેબને અરજ કરી કે "હાલ સ્વામિનારાયણ ધર્મ પાળનાર ભાઇઓની સંખ્યા ઓછી છે એટલે અમને વધારે ભાગ મળવો જોઇએ."

આ અરજ સામે રોહા જાગીરના હરબારશ્રીએ એવો ખુલાસો કર્યો કે

"છેલ્લાં ઘણાં વર્ષોથી તમારા બંને વચ્ચે મોટી ફાટફૂટ ચાલ્યા કરે છે. હાલ સ્વામિનારાયણ ધર્મ પાળનારની સંખ્યા ઓછી હોવા છતાં તે સંખ્યા વધતી જાય છે અને તમારી સંખ્યા ઘટતી જાય છે. જો નવા છૂટા થશે એ કાલે ઊઠીને તમારી પાસેથી નવેસરથી ભાગ માગશે. એટલે વળી પાછો ઝગડો શરૂ થશે. એટલે ખુદ મહારાવશ્રી અને રાજ્યના ભાયાતો તથા અગ્રણી અમલદારોએ સમજીને જે ફેંસલો આપ્યો છે તે બરાબર છે અને તેને માન્ય કરવામાં જ તમારું હિત સમાયેલું છે."

બેંગારજી હરબારની વાત ગળે ઊતરતાં જૂના ધર્મવાળા ભાઇઓએ ફેંસલો માન્ય રાખ્યો અને કજિયાની પતાવટ કરી. હજૂર સાહેબનો હુકમ લઇ બંને પક્ષવાળા નખત્રાણા આવ્યા અને નખત્રાણાની કોર્ટના ન્યાયાધીશને ઝગડાની પતાવટનો હુકમ બતાવ્યો. નામદાર કોર્ટ દ્વારા કોર્ટના તથા પોલીસના માણસો રૂબરૂ નેત્રાના કણબીઓની જંગમ મિલકત કે જેની ઉપર સીલ મારવામાં આવ્યાં હતાં તેની અડધા હિસ્સે વહેંચણી કરવામાં આવી અને ઝગડાનો અંત આણવામાં આવ્યો.

વાંચકોને યાદ હશે જ કે આપણે આગળ ઉપર જોયું હતું તેમ કચ્છના કોઇપણ કણબીઓનો ઝગડો કોર્ટમાં જતો નહીં. તેમનો ઝગડો તેમની નાત ભેગી થઇને પતાવતી. તેમ કરવામાં સફળતા ના મળે તો ઝગડો કચ્છના મહારાવ સમક્ષ લઇ જવાતો અને તેઓ જાતે જ તેનો ચૂકાદો આપતા. આ ચૂકાદો જ્ઞાતિના દરેક નાના-મોટા ભાઇ-બહેનને મંજૂર ગણાતો. પણ જ્યારથી કેશરા મુખી અને તેમના સાથીદારોએ

સમાજમાં ધર્મના ઝગડાઓ શરૂ થયા.

સ્વામિનારાયણ ધર્મ સ્વીકાર્યો ત્યારથી જ્ઞાતિમાં ધર્મના ઝગડા શરૂ થયા અને જૂના ધર્મવાળા તથા કેશરા મુખી અને તેમના સાથીદારો વચ્ચે વેરઝેર વધવા માંડયાં. નાતમાં ઝગડાની પતાવટ મુશ્કેલ બની જાય ત્યારે કણબીઓના ઝગડાનો મહારાવશ્રી નિકાલ લાવતા. કોર્ટનો આશરો લેવાતો નહિ.

કેશરા મુખી અને તેમના સાથીદારો ધર્મનો પ્રચાર ઘણા જોર-શોરથી કરવા લાગ્યા. આ પ્રચારથી જૂના ધર્મવાળાઓ ચિંતાથી પિડાવા લાગ્યા. એમની ચિંતાની ઝાળ છેક એમના ધર્મગુરુઓ સુધી પહોંચી. પણ હવે કેશરા મુખીના સાથીદારોનું સંખ્યાબળ પહેલાં કરતાં ઘણું વધી ગયું હતું અને દિનપ્રતિદિન એમાં વધારો જ થતો જતો હતો. કેશરા મુખી તો પડકાર કરીને કહેતા કે :

"જ્યાં સુધી હું મારા જ્ઞાતિ ભાઈઓને જૂના ધર્મના ખોટા પાશથી છોડાવીશ નહીં ત્યાં સુધી જંપીને બેસીશ નહીં. હવે તો અર્થં સાધયામિ વા દેહં પાતયામિ. મારૂં થવાનું હોય તે થાય પણ ધર્મનો જય થાય. કદાચ મારો દેહ પડે અને મારું કામ અધૂરું રહી જાય તો હું ભગવાનને અરજ કરીશ કે 'હે પ્રભુ! મને બીજો જન્મ પણ મારી આ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાતાની કૂખે જ આપજે કે જેથી અધૂરું રહેલું મારૂં કાર્ય હું પૂરું કરી શકું.' એટલે જ્યારે મારું કામ પૂરું થશે ત્યારે જ મારા આત્માને શાંતિ મળશે. ધર્મપ્રચારના હાલના વેગને પ્રાણના ભોગે પણ અટકવા દઈશ નહીં." આમ ભીષ્મ પ્રતિજ્ઞા કરી હોય તેમ કેશરા મુખી ધર્મપ્રચારના કાર્યમાં લાગી ગયા.

## નરશાર્દૂલ કેશરા મુખીનો બુઝાતો જીવનદીપ

અત્યાર સુધી આપણે જોયું તેમ કેશરા મુખીએ જ્યારથી સ્વામિ-નારાયણ ધર્મ અંગીકાર કર્યો ત્યારથી તેમણે પોતાના જ્ઞાતિજનોને સાચા માર્ગ પર લાવવા માટે જાનના જોખમે પણ અથાગ પ્રયાસો કર્યા હતા.

This figure is wrong. For correct figure see Pirana ni pol

Around 2000 people accepted Swaminarayan sect

Prasthavna says around 1200 to 1500

તે વખતે કચ્છનાં ૮૦ જેટલાં ગામડાંમાં કડવા પાટીદારોની એકાદ લાખ જેટલી સંખ્યા હતી. આવડી મોટી જ્ઞાતિમાં મુખીએ લગભગ એકલા હાથે જ ૯૦થી ૯૨ વર્ષના લાંબા સમય દરમિયાન સ્વામિનારાયણ ધર્મનો ધ્વજ ફરકતો રાખ્યો અને જ્ઞાતિનાં માર્ગ ભૂલેલાં ભાઇ–બહેનોને શુદ્ધ સનાતન ધર્મના સાચા રાહ ઉપર લાવવાના પ્રયાસો કર્યા. મુખીના અવિરત પ્રયાસો અને સ્વામિનારાયણ ભગવાનના આશીર્વાદથી બેએક હજાર જેટલી નાની સંખ્યામાં જ્ઞાતિના ભાઇઓ મુખીના સાથીદાર બન્યા. પણ અલ્પ સંખ્યા જોઇને ડરી જાય એવો એ આદમી ન હતો. એ તો સાચો નરબંકો હતો. શિરને સાટે સત્ય વહેંચવા નીકળેલો નરવીર હતો. મુખીના આ કાર્યથી કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિના એ ફક્ત સમાજ સુધારક જ ન રહ્યા, જ્ઞાતિના પણ એ સમાજ સુધારક બન્યા. જ્ઞાતિના એ આદ્ય સુધારક હતા. ધન્ય છે કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિને ને ધન્ય છે કચ્છના સાંખલા કુળને કે જ્યાં અજ્ઞાને આવરી લીધેલી અમાસની અંધારી રાત જેવી જ્ઞાતિમાં કેશરા મુખી જેવા પૂર્ણ કળાએ ખીલેલા ચન્દ્રમાનો ઉદય થયો. આ ચન્દ્રમાએ ઘોર અંધારી રાત જેવા અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરી જ્ઞાતિના મુમુક્ષુ ભાઈઓને સાચા ધર્મનો રાહ બતાવ્યો.

પૂર્ણ કળાએ ખીલેલો ચન્દ્રમા પણ પ્રકાશ પાથરવાનું કાર્ય પૂરું થતાં ધીરે ધીરે ક્ષીણ થતો જાય છે. જગતનો એ નિયમ છે. સ્વામિનારાયણ ભગવાને કેશરા મુખી દ્વારા જેટલું ધર્મકાર્ય કરાવવાનું નક્કી કર્યું હશે તે પૂરું થતાં જ મુખીના જીવનનો કૃષ્ણપક્ષ શરૂ થયો. સંવત ૧૯૩૪ના આસો માસમાં કેશરા મુખીના કાયાનગર ઉપર માંદગીના હુમલા શરૂ થયા. મુખીની તબિયત લથડવા લાગી અને શરીર અશક્ત થવા લાગ્યું. કાયાગઢના કાંગરા કમજોર થતા જોઇને મુખીને અફસોસ થવા લાગ્યો :

“ અરેરે ! મારી પવિત્ર કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના સુધારારૂપી સુકાનનો સુકાની કોણ બનશે ? ”

સુધારાના સુકાનને સંભાળી શકે એવો સુકાની ન દેખતાં મુખીની ચિંતા દિનપ્રતિદિન વધવા લાગી. એમણે ઇષ્ટદેવ સ્વામિનારાયણ ભગ-વાનને પ્રાર્થના કરી :

"હે પ્રભુ ! મારી પવિત્ર જ્ઞાતિના સુધારાના સુકાનને સંભાળી શકે એવો શૂરવીર સુકાની તું મારી સમક્ષ ખડો કર કે જેથી મારા આત્માને શાંતિ વળે."

આવી પ્રાર્થના કરીને કેશરા મુખીએ તેમના બધા સાથીદારોને નેત્રા ગામે આવવા તાબડતોબ જણાવ્યું. જ્યારે બધા આગેવાનો આવી ગયા ત્યારે મુખીએ સૌને ઉદ્દેશીને કહ્યું :

"તમને બધાને આ ઘડીએ મારી પાસે આવેલા જોઇને મારો આત્મા ઘણી પ્રસન્નતા અનુભવે છે. આપણા ઇષ્ટદેવ સ્વામિનારાયણ ભગવાને મારી ઉપર કૃપા કરીને સ્વાસ્થ્ય સુખ, સત્તાસુખ, સંપત્તિસુખ અને શારીરિક સામર્થ્ય સુખ એમ ચાર સુખ મને આપ્યાં. મનુષ્ય માટે આ ચારેય સુખ એક સાથે મળવાં એ ઘણી દુર્લભ વસ્તુ છે. પણ આપણી જ્ઞાતિના પરમાર્થે પ્રભુએ એ બધાં સુખ મને મન મૂકીને આપ્યાં. પણ મારી બધી શક્તિ ખર્ચીને જેટલી જ્ઞાતિસેવા અને ધર્મસેવા કરવી જોઇએ તેટલી હું કરી શકયો નથી. અને હવે એ કરી શકું એવું રહ્યું પણ નથી. મારી શ્રદ્ધા તો અડગ છે પણ કાયા હવે એટલી અડગ રહી નથી. એનાં વળતાં પાણી થયાં છે. એટલે મને એમ થાય છે કે મારે હવે આ ફાનિ દુનિયાનો મોહ છોડી આત્મચિંતવન કરવું જોઇએ અને જેતલપુરમાં શ્રીજી મહારાજનું જે સ્વરૂપ મેં જોયું હતું તેને મારે આત્મસાત્ કરવું જોઇએ. એ કર્યા પછી પંચ મહાભૂતના બનેલા મારા દેહનો ત્યાગ કરવો જોઇએ. મારું હવે એ છેલ્લું કર્તવ્ય છે. અસાર સંસારના મહાસાગરમાં સુખ, દુઃખ અને મિથ્યા મોહનાં તરંગો પાર કરીને મારી જીવનનૌકા કાળને કિનારે પહોંચવા આવી છે. તમારા સૌની વચ્ચે હવે સદેહે હું ઝાઝો સમય રહીશ એમ મને લાગતું નથી. એટલે એક છેલ્લી વિનંતી કરવા તમને સૌને મેં અહીં બોલાવ્યા છે.

હરેક હરેક કાર્યમાં માનવધર્મને મોખરે રાખજો. માનવધર્મ એ જ સાચો ધર્મ છે એવી આપણા ઇષ્ટદેવ સ્વામિનારાયણ ભગવાને અમને ભલામણ કરી છે.

"દુનિયામાં ઇશ્વરે જે કાંઈ નિર્માણ કર્યું છે તે એણે મનુષ્યના સુખ માટે જ કર્યું છે. જીવાત્માની કોટી યોનિઓમાંથી મનુષ્યયોનિ તેને માટે ચિંતામણિ તુલ્ય ઉત્તમ છે. આ જીવને વારે ઘડીએ મનુષ્ય દેહ મળતો નથી. માટે જ્યારે એ દેહ મળે ત્યારે જેટલું બને તેટલું સત્કાર્ય કરવું.

"ધર્મ પ્રતિ શ્રદ્ધા અને ભગવાન પ્રતિ ભક્તિ રાખશો તો ભગવાન તમારી સાથે જ રહેવાનો છે. ધર્મનું રક્ષણ કરવાથી ધર્મ તમારું રક્ષણ કરશે.

"બીજી વાત એ છે કે જ્ઞાતિ એ આપણી માતા છે. એનું રક્ષણ કરવામાં કાયરતા દાખવી ક્યારેય પીછેહઠ કરશો નહીં. એમ કરતાં કરતાં કોઇથી જરાપણ દબાશો નહીં. સમાજ એ ભગવાનનું સ્વરૂપ છે સમાજનો દ્રોહ એ ભગવાનનો દ્રોહ છે. એટલે દ્રોહની વાત ક્યારેય સાંભળવી નહીં કે દ્રોહ કરવો નહીં. જગતમાં સમાજથી મોટું અન્ય કોઇ નથી.

"રાજા ઈશ્વરનું અંગ છે. પણ દેશકાળનો પ્રભાવ એવો પ્રબળ હોય છે કે રાજાને પણ અધર્મનો પાસ લાગે છે અને તે અધર્મી બની જાય છે. એવે વખતે રાજા કરતાં સમાજ અનેક ગણો શ્રેષ્ઠ મનાયો છે. સમાજ એ તો ગંગા જેવો પવિત્ર પ્રવાહ છે. એ અપવિત્ર બનતો નથી. મનુષ્ય અવતાર ધારણ કરી ભગવાન જે કોઇ દિવ્ય કે મનુષ્ય ચરિત્ર કરે તે એને લાગતું નથી. સમાજનું પણ એવું જ છે. આપણા ઘરમાં ધર્મ ચાર હોઇ શકે છે પણ સમાજ ચાર હોતા નથી. આવા સમાજનું અપમાન કરવું અગર કરાવવું તે ભગવાનના અપમાન બરાબર છે. આવું કરનાર મનુષ્યો ભગવાન અને સમાજના દ્રોહી બને છે.

" આ બધું કહેવાનો સાર એક જ છે કે આપણા મનુષ્ય દેહની

પવિત્ર ફરજ છે કે ભગવાન અને સમાજની સેવા મનુષ્યે પોતાની શકિત મુજબ તન-મન-ધનથી કરવી જોઇએ. એમ કરતાં અભિમાની ન થઇ જવાય તેનો સતત ખ્યાલ રાખવો જોઇએ.

"તમને સૌને મારી એક બીજી ભલામણ છે. તમે જૂનો ધર્મ છોડીને સ્વામિનારાયણ ધર્મ સ્વીકાર્યો છે પણ તમે કયારેય મોહ-માયામાં ફસાઇને, કોઇના દબાણ હેઠળ આવીને કોઇપણ સંજોગોમાં આપણો આ શુદ્ધ સનાતન ધર્મ છોડશો નહિ.

"આપણી આ સાગર જેવી મોટી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાંથી તમે સહેજ પણ જુદા પડશો નહીં. જ્ઞાતિએ બાંધેલા નિયમો તેમજ ઠરાવોને શિરના સાટે પાળજો અને પાલન કરાવજો. સત્યનો કયારેય ત્યાગ કરશો નહિ. તેમ કરવામાં જે મુસીબતો આવે તેનો હિંમતથી સામનો કરજો. આપણા ઇષ્ટદેવનાં મંદિરોમાં દરરોજ સવાર સાંજ ભગવાનનાં દર્શન કરવા જજો. સાચા સંતને ઓળખીને સંતસમાગમનું સેવન કરજો. આવો સમાગમ એ જ જીવનના અંતકાળે સાચું ભાથું બને છે. આવું ભાથું જ ભગવાનની પ્રાપ્તિ કરાવે છે. આપણા ઇષ્ટ-દેવની ખાસ આજ્ઞા છે કે જ્યારે જ્યારે મંદિરમાં કે અન્ય જગ્યાએ ભગવાનની મૂર્તિનાં દર્શન કરો ત્યારે મૂર્તિભાવ ન રાખશો પણ ભગવાન પોતે જ સામે છે એવી ભાવના રાખી માળા, ધ્યાન, પૂજાપાઠ વગેરે કરજો. ભગવાનને કીર્તન-ભકિત વધારે પ્રિય હોય છે એટલે કીર્તન ભજન કરતી વખતે ભગવાનને મનમાં રાખજો. સાંજ સવાર ભગવાનની કથા વાર્તાનો અભ્યાસ રાખજો. વ્યાવહારિક કાર્યો ભગવાનની બીક રાખીને કરજો. ડગલે ને પગલે મૃત્યુનો પણ ભય રાખજો જેથી ખોટાં કામોથી અળગા રહેવાય. સત્ય વચન બોલવાની હિંમત હોય તો જ જ્ઞાતિના પંચમાં જજો. પંચમાં પક્ષપાત કરશો તો તે પંચનો દ્રોહ થયો ગણાશે. મેં મારી અલ્પમતિ પ્રમાણે તમને સૌને થોડાં સદ્‌વચનો કહ્યાં છે. એને યાદ રાખી જીવજો એવી મારી તમને સૌને ખાસ વિનંતી છે.

" બીજું કે છેલ્લા ત્રણ દિવસથી હું સ્વામિનારાયણ ભગવાનને પ્રાર્થના

કરું છું કે 'હે પ્રભુ! મારી કચ્છ કડવા પાટીદારની પવિત્ર નાતમાં જ તું મને ફરીથી જન્મ આપજે કે જેથી આ જન્મનું સુધારક કાર્ય બીજા જન્મે પૂરું કરી શકું. આ જન્મમાં હું એ કાર્ય સંતોષકારક રીતે કરી શક્યો નથી. તમારી કૃપાથી બીજા જન્મમાં તેને બને તેટલું આગળ વધારવું છે.' પ્રભુ પાસે મારી આ છેલ્લી પ્રાર્થના છે."

કેશરા મુખીનાં સદ્વચનો તેમના સાથીદારોએ શાંતિથી સાંભળ્યા. જ્યારે મુખીએ બોલવાનું બંધ કર્યું ત્યારે તેઓએ કહ્યું :

"મુખી, તમે અમને જે વચનો કહ્યાં છે અને અંતિમ સમયે અમને જે સાચો માર્ગ બતાવ્યો છે તેનું અમે શિરને સાટે પાલન કરીશું. તમે એ બાબતે જરા પણ ચિંતા કરશો નહીં. આ જીવનમાં તમે અમારા સાચા જીવનસાથી બન્યા છો અને તમારી ગોદમાં માતાની જેમ અમને બેસાડીને જ્ઞાતિના સેવાકાર્યમાં અમારું રક્ષણ કર્યું છે. એનો બદલો અમે કોઇ રીતે વાળી શકીએ એમ નથી. હવે પછી જ્ઞાતિ-સેવાનું કાર્ય કરતી વખતે અમે તમારા નામને ઝાંખપ લાગે એવું કશું જ કરીશું નહીં પણ તમારું નામ રોશન થાય તેનો અમે રાતદિવસ ખ્યાલ રાખીશું. તમે તો તમારું નામ રોશન કર્યું છે જ. એ વધારે રોશન થાય એવા રૂડા આશીર્વાદ તમે અમને આપો. જ્ઞાતિના કાર્યને અમે અમારાથી બને તેટલું આગળ વધારીશું અને તે માટે તન-મન-ધનથી ઘસાવું પડે તો તેમ ઘસાઇશું. તમારા અધૂરા રહેલા સામાજિક કાર્યને અમે જીવને જોખમે પણ આગળ વધારીશું તેની અમે તમને ખાતરી આપીએ છીએ."

આ સાંભળી કેશરા મુખીના આત્માએ શાંતિ અનુભવી. તેમણે સંતોષી હૃદયે થોડો સમય આંખો મીંચી દીધી અને સ્વામિનારાયણ ભગવાનનું મનોમન ભક્તિભાવથી સ્મરણ કર્યું. થોડીવાર પછી તેમણે આંખો ખોલી અને સૌને ઉદ્દેશીને ફરીથી બોલવા માંડ્યું :

"ગઇકાલ મધ્યરાતથી મને આત્મામાં નવો ઉજાસ દેખાઈ રહ્યો

છે. હમણાં પણ એ મને દેખાયો. એમાં મને જણાયું કે ભગવાન સ્વામિનારાયણે મારી અંતિમ ઇચ્છા સ્વીકારીને મને આશીર્વાદ આપતાં કહ્યું:

'તમારી આખરી માગણીનો શુભ સંકલ્પ તમારા જ અંશ વડે સિદ્ધ થશે. જ્ઞાતિસેવાનું તમારું અધૂરું કામ તમારો અંશાત્મા પૂર્ણ કરશે એવું મારું તમને વરદાન છે.'

"મેં પ્રત્યક્ષ જે મૂર્તિનાં દર્શન કર્યાં હતાં એ જ મૂર્તિને મેં મારા અંતરાત્માના પ્રકાશમાં આવરી લીધી છે. એ મૂર્તિના સુખે હું હવે સુખી છું. મને અત્યારે કોઇ શારીરિક પીડા કે મનનો મુંઝારો થતો નથી."

આમ વાતો કરે છે ત્યાં જ કેશરા મુખીના શરીરે તાવની અસર જણાઇ. ગળામાંથી ઘસરકાનો થોડો અવાજ આવવા લાગ્યો. છતાં પણ તેમણે ભગવાનનું ભજન કરતા હોય તેમ નામસ્મરણ ચાલુ રાખ્યું. મૃત્યુના મંગળમય દિવસે પ્રભુના દરબારમાં જઇને જિંદગીમાં કરેલાં સર્વે કર્મોનો હિસાબ આપવાની તેઓ તૈયારી કરવા લાગ્યા. હવે શરીરમાં તાવ વધવા લાગ્યો. એમણે એક વખત આંખો ઉઘાડીને સૌને નિરખી લીધા અને પછી આંખો પાછી મીંચી દીધી. તેમના મનમાં પરમાત્માનું સતત ચિંતવન ચાલતું હતું. મુખીના પુણ્યાત્માએ પંચ મહાભૂતના બનેલા ક્ષણભંગુર દેહનો સર્વથા ત્યાગ કરવાની તૈયારીઓ પૂરી કરી દીધી. સંવત ૧૯૩૪ના આસો વદ ૧૪ ને શુક્રવારના રોજ રાત્રે દશ વાગ્યે મુખીનો પુણ્યાત્મા ૧૧૦ વર્ષ, ૪ માસ અને ૧૭ દિવસનું લાંબુ આયુષ્ય ભોગવીને આ ફાનિ દુનિયા છોડીને શ્રીજીનાં ચરણોમાં સદાને માટે અક્ષરનિવાસી થયો અને મનુષ્ય જીવન સર્વથા સાર્થક કર્યું.

VSK: 25-Oct-1878

Life span as per:

International Calendar:
110y 6m and 23d

Vikram Samvat Calendar:
110y 6m and 14d

Difference is because both the calendars are not exactly aligned. However over a period of 3 years, these calendars align with each other

તે દિવસ કાળી ચૌદશનો હતો અને કાળી ચૌદશની એ કાળી રાત્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ માટે સદાય કાળી જ નીવડી.

– સમાપ્ત –

# સહાયકોની શુભ નામાવલી

રૂા. ૫૦૧/—

મદુરાઇ

શ્રી મીનાક્ષી સો મિલ મદુરાઇ

રૂા. ૧૦૧/—

નડીઆદ

શ્રી નીલકંઠ કલોથ સ્ટોર્સ...... સ્ટેશન રોડ, નડીઆદ
હા. નારણભાઈ તથા દેવજીભાઇ ફો. નં. (O)૪૯૨૪ (R)૬૧૬૪

શ્રી નીલકંઠ મેટ્રીસ મેન્યું. કું, શ્રેયસ સિનેમા સામે, નડીઆદ
હા. રતિલાલભાઇ ફોન– (O) ૪૯૨૪ (R) ૬૧૬૪

શ્રી હરિકૃષ્ણ વિજય સો મિલ— શ્રેયસ સિનેમા સામે–નડીઆદ
હા. ગોવિંદભાઇ તથા દેવશીભાઇ ફોન– ૫૬૦૮

શ્રી રાધાકૃષ્ણ સો મિલ— કમળારોડ, ઉદ્યોગનગર સામે, નડીઆદ
હા. લાલજીભાઇ તથા પરસોત્તમભાઇ ફોન–(O)૬૮૬૫ (R)૫૬૦૮

શ્રી સ્વામિનારાયણ સો મિલ— વછેવાડ, નડિયાદ
હા. રાવજીભાઈ નારણભાઇ ફોન– ૪૯૨૩

શ્રી ગોપીનાથ વિજય સો મિલ— ઉદ્યોગનગર, નડીઆદ.
હા. વીરજીભાઇ રામજીભાઇ

શ્રી વેલાણી ટીમ્બર માર્ટ કમળારોડ, ઉદ્યોગનગર સામે, નડીઆદ
હા. હીરજીભાઇ વાલજીભાઇ ફો. નં. P. P. ૪૯૨૩

શ્રી ઊમિયા માર્બલ કોટા સ્ટોન— મંજીપુરા રોડ, નડીઆદ.
હા. કરશનભાઇ તથા ભૂપેન્દ્રભાઇ

વી–એસ. ટેલર્સ — સ્ટેશન રોડ, નડીઆદ.
હા. વિનોદકુમાર સામજી ફો. નં. P. P. ૪૯૨૪

દાવડા
શ્રી નીલકંઠ સો મીલ— હાઈવે નં. ૮

ઇન્દોર
હા. લાલજીભાઈ તથા ચંદુલાલભાઇ દાવડા (નડીઆદ)

શ્રી નીલકંઠ વિજય સો મિલ-— નવલખા રોડ, ઇન્દૌર
હા. ખીમજીભાઇ તથા કરશનભાઈ ફો. નં. (O)૬૪૪૨ (R)૬૪૮૨

શ્રી મહાલક્ષ્મી સો મિલ— નવલખા રોડ, ઇન્દૌર
હા. રામજીભાઇ તથા મનજીભાઈ ફો. નં. ૪૩૧૯

શ્રી શ્રીજી ટીમ્બર માર્ટ— નવલખા રોડ, ઈન્દૌર
હા. ગોપાલભાઇ કરશનભાઇ ફો. નં. ૫૫૨૪

શ્રી ગોપીનાથ ટીમ્બર માર્ટ G. N. T. માર્કેટ ધારરોડ, ઇન્દૌર
હા. કરશનભાઇ તથા લાલજીભાઈ ફો. નં. P. P. ૩૯૦૩૦

શ્રી સહજાનંદ સો મિલ— G. N. T. માર્કેટ ધારરોડ, ઈન્દૌર
હા. રવજીભાઇ કાનજીભાઈ ફો. નં. P. P. ૩૯૦૩૦

શ્રી યોગેશ્વર ટીમ્બર માર્ટ— G. N. T. ધારરોડ, ઇન્દૌર
હા. દેવશીભાઇ તથા સામજીભાઇ ફો. નં. ૩૯૦૩૦

જે. એચ. પટેલ & કું. G. N. T. માર્કેટ ઇન્દોર
હા. પ્રેમજીભાઇ હરજીભાઇ ફો. નં. P. P. ૩૭૪૭૯

અર્જુનભાઈ એચ. પટેલ એન્ડ કું. G. N. T. માર્કેટ ઇન્દૌર
અરજણભાઇ તથા ધનજીભાઇ ફો. નં. ૩૭૪૭૯

શ્રી નારાયણ ટિમ્બર— નવલખા રોડ, ઈન્દૌર
હા. પરસોત્તમભાઈ

અભિલાષા જનરલ સ્ટોર્સ— નવલખા મેઈનરોડ,
હા. મણિલાલ વેલજી ઇન્દૌર

ડી. કે. પટેલ G. N. T. માર્કેટ
હા. દેવજીભાઈ કરશનભાઈ ધારરોડ, ઇન્દૌર

ભારત કેમિસ્ટ— નવલખા મેઇનરોડ,
હા. લધારામભાઈ તથા વીશનજીભાઇ ફો. નં. P.P. ૪૩૧૯

કે. જે. પટેલ એન્ડ સન્સ— નવલખારોડ, ઇન્દૌર
હા. કરશનભાઈ જશાભાઈ P.P. ૫૫૨૪

શ્રી ઘનશ્યામ વિજય સો મિલ— નવલખારોડ, ઇન્દૌર
હા. શામજીભાઇ કરમશીભાઈ ફો. નં. ૪૩૬૮

શ્રી ઘનશ્યામ ટીમ્બર માર્ટ— નવલખા રોડ, ઈન્દૌર
હા. કરમશીભાઈ તથા રતનશીભાઈ ફો નં. ૭૮૧૫

જી. આર. પટેલ (C. A.) (કર સલાહકાર) ઈન્દૌર
હા. ગોવિંદભાઇ- C/o શ્રી મહાલક્ષ્મી સો મિલ નવલખા રોડ,

**વલસાડ**

શ્રી નીલકંઠ સો મિલ— હનુમાન ભાગડા બંદર, વલસાડ
હા. શિવજીભાઇ તથા રામજીભાઇ ફો નં. ૨૨૭૪

શ્રી હરિકૃષ્ણ વુડ ઇન્ડસ્ટ્રીઝ હનુમાન ભાગડા બંદર રોડ, વલસાડ
હા. કાનજીભાઈ ફો. નં. P.P ૨૨૭૪

શ્રી લક્ષ્મીનારાયણ સો મિલ— હનુમાન ભાગડા બંદર રોડ, વલસાડ
હા. લાલજીભાઈ તથા બાબુભાઇ ફો. નં. P P ૨૨૭૪

શ્રી વલસાડ ટીમ્બર માર્ટ ફોન : PP-૨૨૭૪ વલસાડ
હા. હંસરાજ કરશન

શ્રી નીલકંઠ ટીમ્બર માર્ટ હનુમાન ભાગડા બંદર રોડ, વલસાડ.
હા. નાનજીભાઈ મૂળજીભાઈ ફોન : PP ૨૨૭૪

શ્રી નીલકંઠ ફર્નિચર માર્ટ ૩, સરદાર પટેલ સ્ટેડીઅમની બાજુમાં, વલસાડ
હા. નારણભાઈ ફોન : PP ૨૨૭૪

દહાણુ રોડ

ધી પટેલ સૉ મિલ ,જવાહર રોડ, મલ્યાણ, મુ. દહાણુ રોડ (W.Rly)
હા. મોહનભાઇ તથા વાલજીભાઇ ફોન : ૨૪૬૧

શ્રી કૃષ્ણ વિજય સૉ મિલ, પાવર હાઉસ રોડ, મસોલી મુ. દહાણુ રોડ
મેઘજીભાઇ તથા વાલજીભાઈ ફોન : ૨૭૪૪

શ્રી ઘનશ્યામ વિજય સો મિલ "મસોલી" દહાણુ રોડ
હા. ખીમજીભાઇ તથા દેવજીભાઇ ફોન : ૨૩૬૧

શ્રી ઘનશ્યામ ટીમ્બર માર્ટ "મસોલી" દહાણુ રોડ
હા. ગોવિન્દભાઇ તથા બાબુલાલભાઇ ફોન : PP ૨૩૬૧

શ્રી મનજીભાઈ લાલજીભાઈ એન્ડ સન્સ "પ્રતીક્ષા" રેલ્વે સ્ટેશનની સામે
હા. વિશ્રામભાઇ તથા ભગવાનભાઈ ફોન : ૨૭૪૨ દહાણુ રોડ,

શ્રી ઊમિયા વિજય સો મિલ જવાહર રોડ, રેલ્વે બ્રીજની બાજુમાં, દહાણુ રોડ
હા. સુરેશભાઈ ફોન : ૨૩૮૪

વાપી :-

શ્રી હરિકૃષ્ણ સો મિલ નૂતન નગર, વલસાડ રોડ, વાપી
હા. હરિભાઇ ફોન : ૭૧

શ્રીજી સો મિલ — કોપરળી રોડ, વાપી
હા. વાસુભાઇ — ફોન : ૭૦

શ્રી પટેલ સો મિલ — વાપી
હા. બાબુલાલ નારણ — ફોન : ૫૦૭

શ્રી પટેલ ટીમ્બર માર્ટ — કોપરળી રોડ, વાપી
હા. રતનશી કરશન — ફોન : ૯૯

શ્રી ઊમિયા ટીમ્બર માર્ટ — નેશનલ હાઇવે નં ૮, વાપી
હા. માવજી રામજી

**મીયાંગામ**

શ્રી પટેલ સો મિલ — મુ. મીયાંગામ કરજણ
હા. જેઠાભાઇ લધાભાઇ

**આમોદ**

શ્રી નીલકંઠ સો મિલ — સ્ટેશન રોડ, આમોદ (જિ. ભરૂચ)
હા. ધનજીભાઈ તથા શીવજીભાઇ — ફોન : ૭૯

શ્રી ઘનશ્યામ સો મિલ — ભરૂચ રોડ, આમોદ (જી.ભરૂચ)
હા. રતનશીભાઈ તથા વીરજીભાઇ — ફોન : ૪૧

**ખેરગામ**

શ્રી વિનાયક સો મિલ — મુ. પો. ખેરગામ (તા. ચીખલી)
હા. નરસિંહભાઈ તથા રતનશીભાઇ — ફોન : ૩૭

**વસઇ**

શ્રી વિજય સો મિલ — ઝેંન્ડા બજાર મુ. વસઇ (W.Rly)
હા. કરશનભાઇ તથા ધનજીભાઇ

મુંબઇ

શામજીભાઈ ધનજીભાઈ કોન્ટ્રાકટર, મિલાપ ટોકીઝની સામે,
કાંદીવલી, બોમ્બે
હા. ધર્મસિંહભાઇ તથા ગોપાલભાઇ ફોન : ૬૯૭૩૦૬

વાલજીભાઈ વિશ્રામભાઇ ગોગારી વેલજી શિવજીની વાડી
હીંગવાલા લાઈન ઘાટકોપર-મુંબઇ

સ્વ. દામજીભાઇ કરશનભાઇ કોન્ટ્રાકટર ઘાટકોપર મુંબઇ શીવસાગર
હા. રમેશભાઇ તથા વાલજીભાઈ ગારોડીઆ નગર ફોન : ૫૧૨૪૫૬૪
બ્લોક નં. ૫/૯૫

નાસક

સાંખલા કન્સ્ટ્રકશન કું નાસરડી બ્રીજ, પૂના રોડ, પૂર્ણિમા બિલ્ડિંગ
હા. શાન્તિલાલ તથા વિનોદકુમાર ફોન : ૪૨૮૯ નાસિક

મૂળજીભાઇ રામજીભાઇ સાંખલા-કોન્ટ્રાકટર ધી ઊમિયા કો. હા. સોસા-
યટી બ્લોક નં-૧૨ કૃષ્ણનગર, જૂના અડગાવ નાકા, પંચવટી નાસિક : ૩

જેઠાભાઇ સોમજીભાઇ ભગત નાસિક
હા. મોહનલાલ

ત્રિવેન્દ્રામ

પા. હીરાલાલ શિવદાસ રવાપરવાળા
પા. હીરાલાલ જીવરાજ ભગત રવાપરવાળા
પા. દેવશી જીવરાજ ,, ,,
પા. કાન્તિલાલ નારણી નાકરાણી ,,

શ્રી હરિકૃષ્ણ સૉ મિલ
હા. ગોપાલ શીવજી ત્રિવેન્દ્રામ

શ્રી સહજાનંદ સૉ મિલ — પાવર હાઉસ રોડ-
હા. હીરજીભાઇ તથા નારણભાઇ — ત્રિવેન્દ્રામ--૨૩
પા. માવજીભાઇ વિશ્રામભાઇ ગેરાણી-રવાપરવાળા
પા. નાગજીભાઇ ચતુરભાઇ —મહેળાવવાળા

સિગોંટા
શ્રી નારાયણ ટીમ્બર્સ
હા. દેવસીભાઇ નરસિંહભાઇ — સિંગેટા

અમદાવાદ
શ્રી ઘનશ્યામ સૉ મિલ — ઓઢવરોડ
હા. કરશનભાઇ તથા કેસરાભાઇ — ભિક્ષુક ગૃહ સામે, અમદાવાદ

શ્રીજી ટીમ્બર માર્ટ
હા. નરસિંહભાઇ નારણભાઈ — અમદાવાદ

મહેસાણા
શ્રી જલારામ ટીમ્બર માર્ટ — રાધનપુર રોડ
હા હીરજીભાઇ હરજીભાઇ — મહેસાણા

ઊંઝા
શ્રી ઊંઝા સૉ મિલ — રેલ્વે ફાટકની બાજુમાં
હા. દેવજીભાઇ કાનજીભાઇ — ઊંઝા (ઉ. ગુજરાત)
ફોન PP૩૧૦૯

સિદ્ધપુર
શ્રી ગજાનંદ સૉ મિલ — સિવિલ કોર્ટની સામે
હા. ધનજી રતનશી — સિદ્ધપુર

ધોળકા
શ્રી મહાલક્ષ્મી સૉ મિલ — ગાંધીવાડા, ચારરસ્તા
હા. વિશ્રામભાઇ તથા રતનશીભાઇ — ધોળકા

રાજકોટ

શ્રી સ્વામિનારાયણ સો મિલ — મવડી પ્લોટ – રાજકોટ
હા. જેઠાભાઈ — ફોન: ૮૮૬૩૮

શ્રી હરિકૃષ્ણ સો મિલ — ગોંડલ રોડ; ચંદનવિલાની પાછળ
હા. માવજીભાઈ તથા હીરજીભાઈ — રાજકોટ

શ્રી લક્ષ્મીનારાયણ સો મિલ — ગોંડલ રોડ, રાજકોટ
હા. વાલજીભાઈ તથા જીવરાજભાઈ — ફોન P P ૮૮૩૬૮

મોરબી

શ્રી લક્ષ્મી ટીમ્બર માર્ટ — પૃથ્વીરાજ પ્લોટ, શેરી નં. ૭– મોરબી
હા. કેશવલાલ તથા હરિભાઈ — ફો. નં. P.P. ૩૧૩૬

રાપર (વાગડ)

શ્રી સ્વામિનારાયણ સો મિલ — રાપર, કચ્છ (વાગડ)
હા. રામજીભાઈ માવજી તથા રામજીભાઈ કરશન

કચ્છ

શ્રી કૃષ્ણ ટીમ્બર માર્ટ — મુ. રવાપર–કચ્છ
હા. કરશનભાઈ તથા માવજીભાઈ — તા. નખત્રાણા

શ્રી ગુજરાત સો મિલ — મુ. અંજાર કચ્છ
હા. કાનજીભાઈ તથા માવજીભાઈ — સ્ટેશન રોડ

ધમતરી (એમ. પી.)

શ્રી સૂર્ય સો મિલ — મુ. ધમતરી (M. P.)
હા. મૂળજીભાઈ ગોપાલભાઈ

રૂા. ૫૧/—

રવાપર

કચ્છ કડવા પાટીદાર યુવક મંડળ–રવાપર–કચ્છ. હા. લાલજીભાઇ રતનશીભાઇ, પ્રમુખશ્રી.

પા. ખીમજીભાઇ કાનજીભાઈ ભગત
,, સ્વ. લાલજીભાઈ કાનજીભાઈ ભગત
,, વાલજીભાઈ કાનજી ભગત
,, રામજીભાઈ નાગજીભાઇ વાસાણી
,, માવજીભાઈ રામજીભાઇ ,,
,, દેવજીભાઇ રામજીભાઇ ,,
,, સામજીભાઈ શિવજીભાઇ ,,
,, શિવદાસભાઇ વાલજીભાઇ ,,
,, ખીમજીભાઇ વાલજીભાઈ ,,
,, માવજીભાઈ વાલજીભાઇ ,,
,, કરશનભાઈ ધનજીભાઇ ભગત
,, પચાણભાઇ ધનજીભાઈ ,,
,, મેઘજીભાઈ ધનજીભાઈ ,,
,, ખીમજીભાઈ ધનજીભાઇ ,,
,, રતનશીભાઇ રામજીભાઇ ભાવાણી
,, કરશનભાઈ કરમશીભાઇ ચૌધરી
,, ખીમજીભાઇ કાનજીભાઈ પોકાર
,, બાબુલાલભાઇ દેવજીભાઈ નાકરાણી
,, માવજીભાઇ મેઘજીભાઇ ભાવાણી
,, પ્રેમજીભાઈ માવજીભાઇ નાકરાણી
,, કાનજીભાઇ દેવજીભાઇ નાકરાણી
,, નારણભાઇ શિવજીભાઈ નાકરાણી
,, લધારામભાઇ રતનશીભાઇ નાકરાણી
,, સ્વ. વિશ્રામભાઇ ખેતાભાઈ સાંખલા

,, રતનશીભાઇ વિક્રમભાઈ સાંખલા
,, પરસોત્તમભાઇ મનજીભાઇ સાંખલા
,, ખીમજીભાઈ લાલજીભાઇ સાંખલા
,, દેવજીભાઈ કાનજીભાઇ પોકાર
સ્વ. ભીમજીભાઇ મેઘજીભાઇ ભાવાણી

નેત્રા- કચ્છ

પા. વાલજીભાઇ રામજીભાઇ સાંખલા
,, લાલજીભાઇ વેલજીભાઇ ,,
સ્વ. ખેતાભાઇ જેઠાભાઇ પરિવાર
પા. હીરજીભાઇ મૂળજીભાઇ સાંખલા
,, નારણભાઇ મૂળજીભાઈ ,,
,, પ્રેમજીભાઇ મૂળજીભાઇ ,,
,, જીવરાજ હીરજીભાઇ ,,
,, નાનજીભાઇ તેજાભાઇ ,,
,, ભીમજીભાઇ શિવજીભાઈ ,,
,, વિશ્રામભાઇ કાનજીભાઇ પેથાણી
,, વાલજીભાઇ કાનજીભાઇ ,,
,, કરશનભાઈ મનજીભાઇ સાંખલા
,, ભીમજીભાઇ રામજીભાઈ ,,
;; સામજીભાઇ રામજીભાઈ ,,

દોલતપર

પા. વાલજીભાઇ કરશન મુખી સાંખલા
,, નારણભાઈ વાલજીભાઇ મુખી ,,
,, નરસિંહભાઇ વાલજી ,, ,,
,, લાલજીભાઇ વાલજી ,, ,,
,, કાનજીભાઇ તેજાભાઈ ,,
,, પ્રેમજીભાઈ કાનજીભાઈ ,,
,, શિવજીભાઈ કાનજીભાઈ ;;
,, માવજીભાઈ કાનજીભાઇ ,,

,, દેવજીભાઇ લધાભાઇ ,,
,, વિશ્રામભાઇ માવજીભાઇ લીંબાણી
,, રવજીભાઈ મનજીભાઈ ,,
,, રામજીભાઇ માવજીભાઇ ચૌધરી
,, ગોપાલભાઇ માવજીભાઇ ,,
શ્રી નીલકંઠ સ્ટોર હા. રામજીભાઇ મેઘજીભાઇ

દયાપર કચ્છ

પા. હીરજીભાઇ રામજીભાઈ ચાહાણ(દહાણુરોડ)
,, સિવજીભાઇ મેઘજીભાઇ સાંખલ
,, કરશનભાઈ ગોપાલભાઇ રતનાણી
,, મનજીભાઈ નારણભાઇ સાંખલા
,, નારણભાઇ જેઠાભાઇ નાકરાણી
,, લાલજીભાઇ હરજીભાઈ ગોગારી
,, રામજીભાઈ લધાભાઇ ,,
,, કાનજીભાઇ નારણભાઇ ચૌહાણ

ગડાની- કચ્છ

પા. રામજીભાઈ મૂળજીભાઈ રતનાણી
,, બાબુલાલભાઇ માવજીભાઈ ગોગારી
,, કાનજીભાઇ માવજીભાઇ રતનાણી

**આસારા**

પા. ગોવિન્દભાઇ રામજીભાઈ નાકરાણી
,, કેશરાભાઇ માવજીભાઈ નાકરાણી